## બાળકોનો ઉત્સાહ–

ભગવાન મહાવીર મોક્ષ પધાર્યા તેના ૨૫૦૦ વર્ષીય મહાન ઉત્સવનું આ વર્ષ ચાલી રહ્યું છે. ત્યારે ભગવાનના દર્શનનો મહિમા સમજાવતું આ પુસ્તક પુનઃ પ્રકાશિત કરતાં આનંદ થાય છે. આ પુસ્તક બાળકોમાં જિનેન્દ્ર ભગવાન પ્રત્યેની ભક્તિના ઉત્તમ સંસ્કાર રેડે છે; નાના-મોટા સૌ હોંશથી વાંચે છે. બાળકોમાં ઉત્તમ-સંસ્કાર રેડનારા આવા ધાર્મિક પુસ્તકો ઘરેઘરે સેંકડોની સંખ્યામાં હોવા જોઈએ.

નિર્વાણમહોત્સવ નિમિત્તે નાનકડા ફંડ દ્વારા બાળકોએ ઉત્સાહ બતાવ્યો; તેમણે એકઠા કરેલા ફંડમાંથી આ પુસ્તક છપાય છે તે પણ બાળકો માટે ગૌરવની વાત છે. બાળકો. આ પુસ્તક તમે વાંચજો, ને તમારા મિત્રોને પણ વંચાવીને તેનો વધુમાં વધુ પ્રચાર કરજો.

જૈનધર્મ પામીને હવે તમે જાગ્યા છો; તમારા ઉત્સાહ બદલ ધન્યવાદ,

—જયમહાવીર.

—બ્ર. હ. જૈન.



# ※ ભગવાનના દર્શનનો મહિમા ※



નમું દેવ અરિહંતને, શ્રી જિનવાણી માત,
નમું ગુરુ નિર્ગ્રંથને, આનંદ-મંગલ દાત.

શ્રી દેવ-ગુરુનાં સમરું પાય,
દર્શનકથા કહું મન લાય.
દર્શન જિનવરનાં બહુ સાર,
દર્શન કરો સહુ નરનાર.
પહેલાં શ્રી જિનદર્શન કરો,
કાર્ય સહુ પછી જ સંભારો.
જે જિનદર્શન કરે નિત સાર,
ધન્ય જન્મ તેનો અવધાર.
ઉદર ભરે જિનદર્શન વિન,
જાણો નર તે બુદ્ધિવિહીન.
દર્શન વિણ જીવન ધિક્ હોય,
તેથી દર્શ કરો સહુ કોય.
દર્શપ્રતિજ્ઞા મનોવતી ધારી,
થઈ કથા તેની સુખકારી.
સુણો ભવિજન ચિત્ત લગાય,
જાસ થકી સહુ વિઘ્ન નશાય.

———•———

તે જીવી બતાવી, તેનો પ્રત્યક્ષ દાખલો જગતને પૂરો પાડે છે." ધન્ય મુનિરાજ!

"શ્રાવકોના આહાર વિગેરેની વ્યવસ્થા પણ-જૈન મુનિ જીવનના આદર્શને સામે રાખીને જ ઉપદેશવામાં આવી હોય, એ સ્વાભાવિક છે. એટલે કે—શ્રાવકોના આહારના ભક્ષ્યા-ઽભક્ષ્ય વિવેકમાં પણ અહિંસા : સંયમ : અને તપ : એ ત્રણ તત્ત્વો મુખ્ય હોય, એ સ્વાભાવિક છે."

આહાર : એ જીવન નિર્વાહનું મુખ્યમાં મુખ્ય અંગ છે. તેમાં "અહિંસા: સંયમ : તપઃનો આશ્રય લેવાથી નિર્વાહનેઃ અને જીવનના હરેક તરેહના વિકાસને બાધ આવે." એમ માનવાને કારણ નથી. પરંતુ, બહુ સૂક્ષ્મ વિચાર કરવાથી "નિર્વાહ અને જીવન વિકાસને સારો અને યોગ્ય વેગ મળે છે." એમ માનવાને કારણ મળે છે. કેમકે-યોગ્ય નિર્વાહ અને વિકાસને બાધક થાય, તેવી રીતે અહિંસાઃ સંયમઃ અને તપઃનું પાલન કરવાનું હોતું નથી.

"અહિંસા : સંયમ : અને તપ : વગરના પ્રાણીઓનો નિર્વાહ અને વિકાસ સારો થાય છે." એમ કહી શકાય તેમ છે જ નહિ.

અહિં વિકાસની વ્યાખ્યાનું લક્ષ્ય માનસિકઃ કે આંતરિકઃ વિકાસ છે. શરીરે ગમે તેવો મજબુત માણસ બીકણ હોય, તો તે વિકાસ ગણાય જ નહિ. નિર્ભય માણસ ખુની, હરામખોર, બદમાશ હોય, તો તે પણ વિકાસ ગણાય જ નહિ. જીવનની

અનેક મહેલો છે, ને ઉત્તમ શ્રાવકજનો ત્યાં વસી રહ્યા છે. નગરીની મધ્યમાં વિશાળ જિનમંદિર છે અને સોનાનાં કળશથી તેનું શિખર ઝળકી રહ્યું છે.

તે હસ્તિનાપુર નગરીમાં યશોધર નામના રાજા રાજ્ય કરે છે; તે ન્યાયવંત છે અને ચારે તરફ તેનો યશ ફેલાઈ રહ્યો છે. તેમના રાજમાં મહારથ નામના એક શેઠ રહે છે, તે જૈનધર્મના મહાન ભક્ત છે અને પુણ્યના ઉદયથી તેમના ઘરે લક્ષ્મીનો પાર નથી. બાવન કરોડ સોનામહોરથી એનો ભંડાર ભર્યો છે ને એના મહેલ પર બાવન ધજા ફરકે છે તેની સ્ત્રીનું નામ મહાસેના છે, તે પણ શીલવાન અને ગુણવાન છે. તેમને ત્યાં દેવકન્યા જેવી એક દીકરી થઈ, એનું નામ મનોરમા.

મનોરમા રૂપવંતી અને ગુણવંતી છે. તે આઠ વર્ષની થતાં વિદ્વાન પાસે ભણવા લાગી અને થોડા જ વખતમાં અનેક વિદ્યાઓ ભણી લીધી, શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. એના મુખથી વિદ્યાની ચર્ચા સાંભળીને માતાપિતા આનંદિત થતાં. બીજના ચંદ્રની જેમ વધતાં વધતાં મનો-

આહાર કરનારા છે.

૬. તેથી આગળ વધીને, માંસાહાર સાથે અન્ન: વનસ્પતિઓ: અને ઘી: દૂધ: વિગેરેને સ્થાન આપી, અલ્પ માંસાહાર કરનારા છે.

૭. તેથી આગળ વધીને, માંસાહાર વિનાજ માત્ર અન્ન: વનસ્પતિઓ: અને ઘી: દૂધ: દહીં: વિગેરેનો આહાર કરનારા છે.

૮. તેથી આગળ વધીને, વનસ્પતિ સુદ્ધાં-કોઇપણ સજીવ પદાર્થને તથા પોતાના હાથે નિર્જીવ કરેલા કોઇપણ અચિત્ત-અચેતનપદાર્થને પ પોતાના આહારમાંથી બાદ કરનારા છે.

૯. અને તેથીયે આગળ વધીને, પોતાને માટે બીજા કોઇએ પણ નિર્જીવ કરેલા ખોરાકને પણ પોતાના ખોરાક તરીકે લેવાનામાંથી બાદ કરીને, તદ્દન નિર્દોષ રીતે મળેલા ખોરાકથી જીવનનો નિર્વાહ ચલાવનારા માનવો આ જગત્ ઉપર આજે પણ વિદ્યમાન છે.

તેથી કરીને, "જૈન મુનિઓનું જીવન અકુદરતી કે કૃત્રિમ છે." એમ માનવાને કારણ નથી. પરંતુ પ્રાણી માત્રમાં રહેલી અહિંસા: સંયમ: અને તપોમય:વૃત્તિના વધારેમાં વધારે વિકાસના જીવંત દષ્ટાંત રૂપે જગતમાં તેમને મુખ્ય: ઉચ્ચ: અને પૂજ્યતમ: પ્રથમ દરજ્જાનું સ્થાન છે.

અને તે દષ્ટાંતમાં વ્રતધારી શ્રાવકોનું સ્થાન બીજું છે. પરંતુ, જૈન મુનિજીવન જીવતાં માનવો સિવાયના-ગૃહસ્થ જીવન જીવતા માનવોમાં તો વ્રતધારી શ્રાવકોનું પહેલું અને મુખ્ય સ્થાન છે. તેથી ઉતરતું સ્થાન સામાન્ય શ્રાવકોનુ છે. ને તેથી ઉતરતું બીજા માનવોનું છે.

ઉત્તમ નૈતિક જીવનની જરૂરીઆત લાયક દુન્યવી જીવન પૂરતીજ મર્યાદિત છે. માટે તેનો સ્વાર્થમાંજ સમાવેશ થાય છે. નિઃસ્વાર્થિ પરોપકારી જીવન તો આધ્યાત્મિક જીવનનો પાયો હોવાથી, નિઃસ્વાર્થી જીવનનું અસ્તિત્વ અને જરૂરીયાત સાબિત થાય છે. અને તેવું જીવન જીવનારા માનવો પણ જગતમાં કુદરતી રીતે જ અસ્તિત્વ ધરાવેજ છે. એ મોટામાં

તો વિવાહ થઈ ગયા હતા, ને સૌથી નાનો પુત્ર બુધસેન હજી કુંવારો હતો; તે પ્રવિણ અને રૂપ-વાન હતો. એને જોતાં પુરોહિતને વિચાર થયો કે આ યોગ ઉત્તમ છે, મનોરમાને માટે આ બુધસેન બધી રીતે યોગ્ય છે. આમ વિચારીને તે પુરોહિતે સોમદત્ત શેઠને વાત કરી કે હસ્તિના-પુરીના મહારથ શેઠ તેમની પુત્રી મનોવતી આપના પુત્ર બુધસેનને આપવા ચાહે છે. એ વાત સાંભ-ળીને સોમદત્ત શેઠ બહુ ખુશી થયા ને તેમણે પોતાની સંમતિ આપી. તરત નગરજનોને બોલાવ્યા ને અનેક નારીઓ મંગલ-ગીત ગાવા લાગી. સજ્જનોનું સન્માન કર્યું ને યાચકોને દાન દીધું; જિનમંદિરમાં ધામધૂમથી મોટી પૂજા રચાવી અને શુભ મુહૂર્તે કુંવરને તિલક કર્યું પછી ઘણું ધન વગેરે ભેટ આપીને પુરોહિતજીને વિદાય કર્યા. ત્યાંથી શીઘ્ર રવાના થઈને પુરે-હિતજી થોડા જ દિવસમાં હસ્તિનાપુર પહોંચ્યા અને શેઠજીને બધો વૃત્તાંત જણાવ્યો. તે સાંભ-ળીને શેઠને ઘણો હર્ષ થયો, અને આ સંબંધની સૌએ પ્રશંસા કરી.

આ રીતે મનોવતીની સગાઈ થઈ. ત્યાર

ગભરાટ ન છૂટે." માટે વખતોવખત અને વિવિધ પ્રકારના તપો-અનુષ્ઠાનો કરીને તપસ્વિતા-ઇચ્છા પૂર્વક કષ્ટ સહન કરવાની ટેવ-કેળવવી જોઈએ. અને વિવિધ વ્રતોઃ અભિગ્રહોઃ ત્યાગોઃ પ્રતિજ્ઞાઓઃ એ વિગેરેથી, સંયમ કેળવવો જોઈએ. તોજ જીવનમાં જેમ બને તેમ વધુને વધુ અહિંસક રહેવાનું બની શકે છે. કેમકે-અહિંસાની વાતો અને ડંફાશો હાંકવાથી અહિંસક જીવન જીવી શકાતું નથી.

અલબત્ત, કેટલાક પ્રબળ આત્માઓ તાલીમ લીધા વિના પણ સંપૂર્ણ અહિંસકપણે રહેનારા મળી આવે છે. પરંતુ દરેક આત્માઓ તેવા નથી હોતા, ન હોઇ શકે. છતાં તાલીમ લેવી, એ સર્વ સામાન્ય ઉપાય તરીકે પ્રગતિ વાંચ્છુકોને માટે આવશ્યક છે. તેથીજ, કેટલાક બુદ્ધિમાનો કે વીર પુરુષોને નિશાળના શિક્ષણની કે લશ્કરી કવાયતની આવશ્યકતા નથી હોતી. પરંતુ, એવી વીરલ વ્યક્તિ કોઇક ઠેકાણે અને ક્વચિત્જ પાકે છે. માટે તેવી વ્યક્તિઓ શિવાયની વ્યક્તિઓની પ્રગતિ માટે તાલીમના વર્ગોઃ રોજની કવાયતઃ વિગેરે જરૂરના ગણાય છે. તેજ પ્રમાણે, ઉત્કૃષ્ટ અહિંસક રહેવાની ઇચ્છાવાળાએ સંયમ કેળવવા વ્રતઃ નિયમઃ પચ્ચક્ખાણઃ પ્રતિજ્ઞાઃ અભિગ્રહઃ વિગેર આગ્રહ પૂર્વક વખતો વખત પૂરતી કાળજીઃ દૃઢતાઃ અને પુરતી સૂક્ષ્મતાઃથી લેશમાત્ર પણ ભૂલ વિનાઃ જેમ બને તેમ સેવવા જોઇએ. તેમજ તપઃ શકિત કેળવવા બચ્ચપણથી જ હજારો પ્રકારના વિવિધ તપોઅનુષ્ઠાનોમાંથી શક્તિ પ્રમાણે પસાર થવા કોઇને કોઈ તપો અનુષ્ઠાનોનું વખતો વખત આચરણ કરી હસતે ચહેરે કષ્ટ સહન કરવાની તાલિમ મેળવવી જોઇએ. જેમ બને તેમ સ્વેચ્છાથી કષ્ટ સહન કરવા માનવોએ તાલિમ બદ્ધ થવું જોઇએ.

માટે, જૈન મુનિજીવનઃ એ ત્રણ તત્ત્વથી ગુંથાયેલુ છે. અને તેથી જગત્માં તેની ખાસ એ વિશિષ્ટતા છે. બીજા માનવો ન છુટકે, સંકડામણમાં આવે ત્યારે, કષ્ટ વેઠે છે. ત્યારે પણ તેઓ રોદણાં રોતા અને ગણ-

દર્શન મહાન સુખકાર છે; જિનદર્શન વગરનું જીવન ધિક્કાર છે....ભગવાનના દર્શન વગરના માનવી તો પશુસમાન છે. મુનિરાજની એ વાત સાંભળીને મનોવતીએ વિનયપૂર્વક કહ્યું : હે સ્વામી ! હું દર્શનપ્રતિજ્ઞા અંગીકાર કરું છું....પ્રભો, હું હંમેશ જિનેન્દ્રદેવના દર્શન કરું અને ગજમોતી ચઢાવીને એમનું પૂજન કરું—ત્યારપછી જ ભોજન કરું એ મારી પ્રતિજ્ઞા છે, તેમાં આપ સાક્ષી છો. મુનિરાજે આશીર્વાદપૂર્વક એ પ્રતિજ્ઞા આપી. આહા, ૧૬ વર્ષની કન્યા જીવનભર જિનેન્દ્રદર્શનની આવી પ્રતિજ્ઞા કરે છે....એને સંદેહ નથી ઊઠતો કે ગજમોતી જેવા ઊંચા મોતી જીવનભર ક્યાંથી મળશે ? એને તો જૈનધર્મનો અને જિનેન્દ્ર–ભક્તિનો રંગ છે. એ લગનીના જોરે જિનેન્દ્રદર્શનની નિઃશંક પ્રતિજ્ઞા લીધી. મનોવતીએ ઉચ્ચ ભાવનાથી આવી દર્શનપ્રતિજ્ઞા અંગીકાર કરી તે દેખીને હજારો શ્રાવકજનો પ્રસન્ન થયા ને ધન્ય....ધન્ય કહી તેની પ્રશંસા કરવા લાગ્યા.

ઘરે જઈને મનોવતીએ દર્શનપ્રતિજ્ઞાની વાત માતપિતાને કહી. તે સાંભળીને પિતાએ

તેમાંથી આપે તેટલું, પોતાના ઉપયોગ પૂરતું લઇને, ઉપયોગ કરે છે. અચેતન પાણી ન મળે, ત્યાં સુધી પાણી વિના ચલાવી લે છે. પોતાની સામે છલોછલ ભરેલા નદી: તળાવ: સમુદ્ર: કૂવા: નળ: વિગેરેમાંથી એક બિંદુ પણ પાણી લેશે નહિ. એટલું જ નહિ, પણ તેને અડકશે પણ નહિં. તથા તેમાં કે તેથી ન્હાશે પણ નહિં. પોતાની મેળે કે કોઇ આપે તો પણ તે લેશે તો નહીં, પણ તેને અડકશે પણ નહીં. માત્ર અશુચિ તત્ત્વની આવશ્યક શુદ્ધિ પણ ઉપર જણાવ્યા પ્રમાણે જરૂર પૂરતા અચેતન જળથી જ કરી લેશે.

જૈન મુનિ, કોઇપણ જીવજંતુને અડી જવાય, તો તે વિષે પણ બહુ સંભાળ રાખે છે પંચેન્દ્રિય પ્રાણીમાંની સ્ત્રી જાતિને ન અડવામાં બ્રહ્મચર્યની રક્ષા તો ગણેજ છે. તે સિવાયનાં પ્રાણીઓને "તેને દુઃખ ન થાય" તેથી તેનો જેમ બને તેમ સ્પર્શ પણ કરે નહિ, એકેન્દ્રિય જીવો તો બારીક હોય છે, તેથી તેને સહજમાં પીડા થવાનો સંભવ હોવાથી તેને અડકતાજ નથી. તેનો સંઘર્ષ થાય, તોપણ પ્રાયશ્ચિત કરી લે છે. તો પછી પોતાના જરુરીઆત માટે તેના ઉપર કોઈપણ હિંસક સંસ્કાર કરવાની, કે તેને લેવાની તો વાત જ શી?

અચેતન પાણીને અડે નહિ, અડીને લે નહિ, તેને વાપરે નહી. અચેતન કરવા જાતે પ્રયાસ કરે નહિ. કોઇને એ પ્રયાસ કરવાનું કહે નહિ, કોઇ કરતો હોય, તો તેને તેમ કરતો જોઇ "ઠીક" માને નહિ, તેમજ બીજો કોઇ અચેતન કરતો હોય, તે પણ જો જૈન મુનિને "પોતાને માટે કરે છે," એમ લાગે, તો તેનો–તે અચેતન પદાર્થોનો પણ ઉપયોગ કરી શકે નહી.

માત્ર, કોઇ માણસે પોતાના ઉપયોગ માટે અચેતન કરેલું હોય, તેમાંથી પોતાની જરૂરીઆત પૂરતું, સામા માણસને અડચણ ન પડે તેટલુંજ લઇને, નિર્વાહ કરી લે. આટલે સુધી પાણીની અને બીજી

૭ ભૂખ્યા માણસો જંગલમાં જાંબુનું ઝાડ જોઇને જાંબુ ખાવાની ઇચ્છા કરવા લાગ્યા.

૧. એકે કહ્યું "અલ્યા ! જોઇશું રહ્યા છો ? મારો ચડમાં કુહાડા. પાડો ઝાડ હેઠું, કે પેટ ભરીને જાંબુ ખાઇએ."

૨. બીજાએ કહ્યું "અરે ! ધનચક્કર ! આખુ ઝાડ કાપવાની શી જરૂર છે ? મોટાં મોટાં ડાળાં કાપી લઇએ, કે જાંબુ જ જાંબુ. પેટ ભરીને ખાઇ લઇએ."

૩. ત્રીજાએ કહ્યું "અરે બેવકુફ ! મોટા ડાળા કાપવાની શી જરૂર છે ? ડાળાઓમાં ક્યાં જાંબુ છે ? જાંબુ તો નાની નાની ડાળીઓમાં છે. તે કાપીએ એટલે બસ."

૪. અરે " ગાંડાભાઇ, લુમખાં લુમખા વેડીને નીચે પાડીશું, તોયે આપણું કામ થશે."

૫. પાંચમો કહે "અરે ! ભલામાણસ ! તારી પણ અક્કલ બહેર મારી ગઇ લાગે છે. ઉપર બેસીને એક એક જાંબુ તોડીને ખાવા હોય, તેટલાજ ખાઇ લઇએ, આપણી ભૂખ ભાંગશે, નકામા જાંબુ તોડી ધૂળમાં ઢગલો શા માટે કરવો ?"

૬. છઠ્ઠે કહ્યું—" વહાલા બંધુઓ ! આ નીચે પડ્યા છે ને ! તેમાંથી ગમે તેટલા ખાશો તોયે ખૂટે તેમ નથી. તો શા માટે હાથે કરીને જાંબુ તોડવા ઝાડ ઉપર ચઢવું ?"

આ દષ્ટાંત જગતના પ્રાણીઓના મનોદશાનો ટુંકામાં ચિતાર આપવા માટે ઘણુંજ આબેહુબ છે. આવા દષ્ટાન્તોના ચિત્રો આપણે ઘણીવાર ભીંતો ઉપર જોતાં હોઇએ છીએ, પરંતુ ગુરુગમ વિના. તેના પરમ રહસ્યઃ સચોટ ઉપદેશકત્વઃ અને વૈજ્ઞાનિક પૃથક્કરણઃ તરફ આપણું લક્ષ્ય જતુંજ નથી. પ્રાણી માત્રની માનસિક સ્થિતિનું સરળતાથી સમજાય તેવું આ આત્માઓનું, વ્યવહારુ-વૈજ્ઞાનિક પૃથક્કરણ છે.

# દર્શન–પ્રતિજ્ઞાનું પાલન

પુત્રના લગનની ખુશાલીમાં સોમદત્ત
નગરમાં નોતરું ફેરવ્યું ને ઘણાં સ્ત્રી–પુરુ
જમવા નિમંત્ર્યાં. નગરજનો તથા કુટુંબપરિ
ઉત્તમ ષટ્રસ ભોજન જમી રહ્યા, છેલ્લે દ
સ્ત્રીઓ બાકી રહી. ત્યારે સાસુએ આવીને ર
વતીને ભોજન માટે બોલાવતાં કહ્યું: વહુ બે
ચાલો ભોજન કરી લ્યો, ને બધાનાં ર
આનંદિત કરો.

ત્યારે મનોવતી મનમાં વિચારે છે કે મે
સુખકાર એવી જિનદર્શનની પ્રતિજ્ઞા લીધી છે

सुंदरी मनमें करत विचार, दर्शनप्रतिज्ञा लई सुखक
गजमोतीके पुंज चढाय, तवही भोजन करूं वना

જિનેન્દ્ર ભગવાનના દર્શન કરીને ગજગે
(અર્થાત્ બહુમૂલ્ય મોતી) વડે પૂજન
પછી જ ભોજન કરું. ગજગોતી ચઢાવ્યા
ભોજન કરું તો તો પ્રતિજ્ઞાભંગ થાય; એ
ઠીક ન કહેવાય. અને અહીં ગજગોતી ન
પડતાં નથી; એ મંગાય તો કેમ? આમ વિ
રીને મનોવતીએ મૌન ધારણ કર્યું. તેણે ભો
ન કર્યું, તેમ જ પોતાના મનનું રહસ્ય

જેટલી તરતમતાઓ ઓછી ઓછી ક્રૂરતાં હશે તેટલાં તેને અહિંસક માનવાને હરકત નથી.

આથી જૈન અહિંસાની, સર્વને લાગુ પડે તેવી વ્યાપક અને સ્પષ્ટ વ્યાખ્યાની ભૂમિકા સુધી આપણે આવી પહોંચીએ છીએ. એટલે કે:—

“ પોતાના જીવન વ્યવહારમાં પ્રાણી જેટલો જેટલો કૃષ્ણ લેશ્યા તરફ ઢળતો હોય. તેટલો તેટલો તેને હિંસક ગણવો, અને જેટલો જેટલો શુક્લ લેશ્યા તરફ ઢળતો હોય, તેટલો તેટલો તેને અહિંસક ગણવો. ”

કહો, અહિંસાની આ વ્યાખ્યામાં શી ભૂલ છે? ભૂલ બતાવો.

## ૫. અહિંસાની પરાકાષ્ઠા.

પોતાની મેળે કોઇ પણ જાતની હિંસા ન કરીને, ન કરાવીને, અને કરનારને સારો માન્યા વિના, સર્વથા અહિંસક રહી શકનારો આદર્શ વર્ગ જગતમાં વિદ્યમાન છે. એજ જગતનો પરમ આદર્શ અહિંસક માનવ વર્ગ છે. જડવાદના મોટા પાયા ઉપર ચાલતા વિશાળ પ્રચારથી ભલે જગત એક વખત તેને ન ઓળખે, પરંતુ સુરજ છાબડે ઢાંક્યો ઢાંકી શકાતો નથી. અલબત્ત, આખુંયે જગત તદ્દન એવું સદાયે બનવું સંભવિત નથી. એટલે “ બધાયે તેવા હોય, કે થાય, તો બીજા પાંચ પ્રકારની લેશ્યાવાળા જીવોના વ્યવહારો બંધ થઇ જવાની ” બીતિ સેવવી નકામી છે. એ પાંચ પ્રકારના જીવોનું અસ્તિત્વ છે. અસ્તિત્વ રહેવાનું જ છે. માટે એ પાંચ પ્રકારને લગતા વ્યવહારો છે, અને રહેવાના છે. માટે ઉત્તમ વર્ગનો નિર્વાહ એ પાંચ પ્રકારના જીવો કરીજ શકે.

“ એવા પણ જીવોજ ન રહે અને બધા મુનિજ થઇ જાય, તો શું થાય?” તો એને લગતાં વ્યવહારો પણ નજ હોય. એટલે “લોક વ્યવહાર

અને બીજો દિવસ પણ એમ ને એમ ભોજન વગર વીતી ગયો.

આથી શેઠે વિચાર કરીને બધાંને કહ્યું કે આપણે એક ઉપાય કરો.–મનોવતી ભોજન ન કરે તો આપણે સમસ્ત પરિવાર પણ ભોજન છોડી દો, જેથી તરત સાચી વાત જણાઈ જશે

શેઠજીની આજ્ઞા પ્રમાણે પરિવારમાં બધાંયે ભોજન છોડી દીધું, કોઈએ ભોજન ન કર્યું –એ રીતે ત્રીજો દિવસ પણ વીતી ગયો.

આખો પરિવાર એક દિવસ ભોજન વગરનો રહ્યો, છતાં મનોવતીએ ભોજન ન કર્યું પરિવાર ઉપર મહા સંકટ આવી પડ્યું. ચોથે દિવસ આવ્યો, ત્યારે મનોવતીના પિતાને એ બાબતમાં ખબર મોકલ્યા; એ ખબર સાંભળતા વેંત જ હસ્તિનાપુરથી શેઠે પોતાના પુત્રને ખબર કાઢવા મોકલ્યો.

મનોવતીનો ભાઈ આવી પહોંચતાં જ શેઠ-શેઠાણીએ તેને કહ્યું કે અમારી વાત સાંભળો; તમારા આદર–સત્કારની વિધિ પછી કરશું, પહેલાં તો તમને એક વાત પૂછી લઈએ : તમારી બહેન અહીં આવી ત્યારથી તેણે ભોજન છોડી

માટે જ કોઇને પણ બોજો ન પડે, તેવી નિર્દોષ ભિક્ષા ઉપર જ, તેમનું જીવન રચવામાં ભારે યોજનાશક્તિની ગોઠવણ છે, અને તેઓને ઉચ્ચ આધ્યાત્મિક આદર્શના પાયા ઉપર પવિત્રમાં પવિત્ર જીવન જીવવાનું હોવાથી જાતે અહિંસક છતાં પોતાના નિર્વાહનો બોજો બીજા ઉપર પડવા છતાં બીજાને વધારે કરવી પડતી હિંસાનો ભાગ આવવાનો મુનિને સંભવ રહેતો નથી. કેમકે-ભિક્ષા દાતાઓને વધુ પડતી હિંસા કરવી ન પડે, તેવી રીતે તેમણે પોતાને માટે બનાવેલી ચીજોમાંથી-ભમરો જેમ ફૂલમાંથી ફૂલને કશીએ હરકત કર્યા વિના રસ ચૂસી લે, તેમ-ભિક્ષા મેળવી લે, તેમ જ, જૈન મુનિઓએ ભિક્ષા મેળવી લેવા ઉપરાંત ઉચ્ચ આધ્યાત્મિક જીવન જીવીને, સદાચારનો ઉપદેશ આપે છે. તેથી અનેક ગણો લાભ જગતના જીવોને તેમના તરફથી મળતો રહે છે. માટે માનવ જાતમાંના આવા શુક્લ લેશ્યાવંત જીવોને માટે ઉચિત ભિક્ષાવૃત્તિની ગોઠવણ: એ ઉચ્ચ સામાજિક વ્યવસ્થાનો એ પૂરાવો છે. તે ધાર્મિક ઉપદેશના કામના ઉપકારનો બદલો નથી. તેમજ ધંધો પણ નથી. જનસમાજની સુવ્યવસ્થા માટે પણ એવા જીવોની સમાજમાં આવશ્યકતા સહજ રીતેજ હોય છે. તેથી "માનવ માટે ભિક્ષા એ એક જાતનો દોષ છે. દરેકે પોતાની મહેનત અને કુશળતાથી આજીવિકા મેળવવી જોઇએ." એ વાત સાચી છે, પરંતુ ઉપર જણાવેલા મુનિવર્ગ સિવાય એ સાચી છે.

આ સર્વમાન્ય સુંદર વ્યાખ્યા પ્રમાણે અહિંસક જીવન જીવનારા થોડા પણ આદર્શ માનવો જગત્માં જીવતા હોવાથી, જગત્ના માનવોની મનોવૃત્તિમાં અહિંસક જીવનનો-જેમ બને તેમ બીજાને હરકત કર્યા વિના જીવવાનો-આદર્શ સ્થિર રહે છે. અને તેથી કરીને જેમ બને તેમ જગત્માં સુવ્યવસ્થા: સુલેહ: અને શાંતિ:નું વ્યાપક વાતાવરણ ટકી રહે છે. માનવી જીવનના તમામ અંગોને સાંકળી લેતી માનવી સંસ્કૃતિ પણ એજ આદર્શને ટેકો આપતી રહે છે અને સંસ્કૃતિને તેનો ટેકો મળે છે.




પછી જ ભોજન કરું —એ જિનદેવની ઉપાસનાથી બધા ભય દૂર થાય છે. પરંતુ, હે મારા ભાઈ! અહીં તે ગજમોતી મને દેખાતાં નથી. તો હું ભોજન કેમ કરું? આથી મેં મૌન ધારણ કર્યું છે. માટે બીજું કાંઈ બોલ્યા વગર તું જલદી મને અહીંથી વિદાય કરાવ ને તારી સાથે પિયરમાં લઈ જા. આ વાતનો ભેદ બહાર પાડીશ નહિ. હસ્તિનાપુર પહોંચીને ગજમોતી વડે જિનપૂજા કરીને હું ભોજન કરીશ; તે માટે કાંઈ ચિન્તા નથી.

મનોવતીની એ વાત સાંભળીને તેનો ભાઈ તુરત મહેલની બહાર આવ્યો અને શેઠને કહ્યું:

તાકાત છે. સાચી વિશ્વશાંતિ પણ તેનાજ હાથમાં છે, સાચો ન્યાય પણ તેની પાસેજ છે, અને જગત્‌ના સાચા ન્યાયનું મજબુત કેન્દ્ર પણ તેજ છે. છતાં વિદેશી સત્તાએ પોતાના સ્વાર્થો માટે તેને બાજુએ કાઢી નાખી, બસો વર્ષમાં પોતાનું સ્વાર્થી શિક્ષણ આપી જે વર્ગને તૈયાર કર્યો છે, તેના હાથમાં પોતાના કામના કાર્યક્રમના આગળના હપતા સોપીને પોતે બાજુએ જઇ બેસવાનો ડોળ કર્યો છે. અને બરાબર ખરે વખતે દોરી સંચાર પાછળથી કરતા રહે છે. હીંદુ, મુસલમાન અને અન્ય પ્રજાનું ભાવિ હિત મહાજનના હાથમા જ સલામત છે. જેના નેતાએ શુકલેશ્યાવાળા મહા અહિંસક મુનિયો છે.

બ્રીટીશો આવ્યા ત્યારે મુસલમાની રાજ્ય સત્તાથી મહાજન સ્હેજ નબળું થયું હતું. પરંતુ બ્રીટીશોએ પ્રથમ મજબૂત બનાવવાનો વિશ્વાસ આપીને પાછળથી ખૂબ ખોખરું કરી નાંખ્યું. અને તેમાથી જ એક વર્ગને ભણાવીને જગત્‌ના ગોરા મહાજનની નીતિને ટેકો આપનારો એક વર્ગ ઉભો કરી લીધો છે. અને તેમને આગળ કરીને ભારતની મૂળ સત્તાને-રાજાઓ: ધર્મગુરૂઓ: શેઠ: શાહુકારો: જાગીરદારો: ગીરાસદારો વિદ્વાનો: લડાયકો: ખેડુતો: વેપારીઓ: વિગેરેના બનેલા મહાપ્રજાના મહાજનને-દૂર હઠાવવાના-જાહેર જીવનમાંથી દૂર ધકેલવાના-"પ્રત્યાઘાતી" કહીને પ્રયાસો ગતિમાં મૂકી દીધા છે. તથા તેઓના સાચા પ્રતિનીધિઓને દૂર રાખીને કલ્પિત પ્રતિનીધિઓ ઉભા કરી, તેઓને નામે દેશ-વિદેશમાં અનેક ભળતી બાબતોમાં મત, અભિપ્રાય અને સમ્મતિઓ આપવાની ગોઠવણો કરી લીધી છે.

પાર્લામેંટો, સંયુક્ત રાષ્ટ્ર પરિષદ્, નેશન ઓફ ધી વર્લ્ડ: વિગેરે નામે ગોરી પ્રજાના આદર્શો: વર્ચસ્વ: અને ભાવિ હિતો: ધરાવતા મહાજનો ઉભા રાખ્યા છે.

અને અનેક જાહેરાતોથી તેની પ્રતિષ્ઠા વધાર્યા કરી છે. તથા ઉપર જણાવેલા ભારતમાંના એક વર્ગને તેના અંગભૂત બનાવીને દેશવિદેશમાં

દેવાનો સ્વાર્થ ગોઠવ્યો છે. [ આ યાંત્રિક દેશી ધંધાના મજુરોની સ્થિતિ તો
બદતર થતી જોવાય છે. ]

અને તેઓને ઉશ્કેરવાનો પદ્ધતિસરનો માર્ગ ફીલાડેલ્ફીયામાં–પ્રે•
રુઝવેલ્ટની આગેવાની નીચે ગોઠવાઇ ગયો છે ફીલાડેલ્ફીયામાં આખા
જગતના મજુર મહાજનોના પ્રતિનિધિઓ મળ્યા હતા. ત્યાં જગતના દરેક
મજુરો "એક ભાઇ તરીકે રહેવાને અને એક બીજાને મદદ આપવાને"
કરેલા કરારથી બંધાયા છે. તેમજ મજુરોની આર્થિક સ્થિતિ સુધારવી,
જીવન ધોરણ ઉંચું લેવું, તથા તેમ કરવા કોઇ પણ પ્રજા શ્રેષ્ઠ હોવાનો
દાવો ન કરી શકે તેમ કરવાના દાખલાઓ પણ એ કરારોમાં આપવામાં
આવી જણાય છે

એમ કરીને, હિંદના મજુરોનો પોતાના મહાજનો સાથેનો સબંધ
તોડવાની ગોઠવણ. જગતના આંતર રાષ્ટ્રીય મજુરો સાથેનો નવો
સબંધ જોડીને કરી લીધી. આજ ધોરણે આખા એશિયાનું મજુર
ગઠન પણ આગળ વધી રહ્યું છે.

"કોઇ પણ પ્રજા શ્રેષ્ઠ હોવાનો દાવો ન કરી શકે" એવી
શરુઆત લઇને ભારતના મહાપ્રજાના મહાજનના અગ્રેસરો અને તેની
તુચ્છ ખાનદાનીને પડકાર આપ્યો. અને હિંદના મજુરોને તેઓની સામે
ગોઠવી દીધા. પ્રતિસ્પર્ધિ રૂપે આજે ભવિષ્યમાં તેની પણ એજ દશા.

આર્થિક સ્થિતિ સુધારવાની લાલચમાં ફસાવીને, તેઓને સારી
મજુરી આપી શકાય, તેવા હિંદમાં ઉદ્યોગ ધંધા ખીલવવાનો કાર્યક્રમ
હાથમાં લઇ, તેમાં મોટા પ્રમાણમાં વિદેશી મૂડી રોકી, મોટી રકમની
રોજી આપી, ખૂબ ધન આપીને, વિદેશી માલિકોના ગુલામ બનાવવાની
ગોઠવણ ગોઠવી દીધી છે. અને તે કારખાનાથી ઉત્પન્ન થતા માલોનો
વકરો તો એટલા મોટા પાયા ઉપર થાય. કે મજુર વર્ગ પણ પોતાની
સાદાઇ છોડીને પોતાની જરૂરીઆત ખૂબ વધારી દે, તોજ તેઓનું
જીવન ધોરણ ઉંચું આવે. એમ કરીને મોટા વકરાનું મહાદ્વાર પણ
ખોલી નાખ્યું.

લ્લિત થઈ ને તેને ઘણું ઇનામ આપ્યું: માલણ
તે ઇનામ લઈને ઘેર ગઈ.



હવે અહીં જ્યારે માલણે નાની રાણીને
હાર પહેરાવ્યો ત્યારે મોટી રાણીના મહેલની દાસી
પણ ત્યાં હતી. તેણે તે હાર જોયો, ને મોટી રાણી
પાસે જઈને કહેવા લાગી કે હે મહારાણી! મહા-
રાજ તમારા ઉપર અપ્રસન્ન થયા લાગે છે, મેં
નાની રાણીના મહેલે એ નજરે જોયું; બીજાની
તો શી વાત, માલણ જેવી બાઈ પણ તમને
નિન્દે છે; તે નાની રાણીને ગજમોતીનો હાર
આપે છે પણ તમને હાર આપતી નથી. અરે,
ખેદ છે કે તમારું આવું અપમાન થયું.
દાસીની વાત સાંભળીને મહારાણી મનમાં

અસંયમઃ અને અસહિષ્ણુતાઃ ઉપર રચાયેલી છે. જ્યારે, હિંદનું મહા મહાજનઃ તેના આદર્શોઃ સાચી અહિંસાઃ સાચા સંયમઃ અને સાચા તપઃ ઉપર રચાયેલા છે. આ સત્ય અમો જગતની કોઇ પણ શાંતઃ અને નિષ્પક્ષપાતિઃ વ્યક્તિઓ આગળ સાબિત કરવાને હરપળે ઉચિત સંજોગોમાં તૈયાર છીએ.

૧ ધર્મઃ અને તત્ત્વજ્ઞાનઃ સર્વ ધર્મ સમભાવઃ સર્વ ધર્મ સમન્વયઃ વગેરે ભાવનાઓ નીચે રચાયેલી સમિતિઓઃ પરિષદોઃ સર્વ ધર્મ પરિષદ્ઃ વિશ્વધર્મ પરિષદ્ઃ વિગેરે મારફત ધર્મગુરુઓને અને તેની સંસ્થાઓને દૂર ખસડવાના પ્રયત્નો થઇ રહ્યા,

૨ સાલીયાણા બાંધી આપીઃ મોભા અને સરહદોના રક્ષણના તાત્કાલીક દસ્તાવેજો કરી આપીઃ તમામ રાજાઓને મહા પ્રજાના મહાજનના વહીવટમાં મદદ કર્તા તરીકેના પદથી ખસેડી લેવામાં આવી રહ્યા છે.

૩ નવા આગેવાનોને લોકપ્રિય બનાવરાવી ચુંટણી મારફત તેમને આગેવાનો બનાવરાવી મૂળ આગેવાનોને દૂર હઠાવાઇ રહ્યા છે.

૪ જમીનોઃ જાગીદારોઃ ધનઃ સંપત્તિઓઃ મીલ્કતોઃ વિગેરેની રાષ્ટ્રીયકરણ મારફત ઝુંટવી લઇ, આ દેશમાં ધંધા માટે આવવાની બીજી પ્રજાને ધંધામાં કુશળ હોવાને બ્હાને-હવાલે કરવાની કાયદેસર ગોઠવણો તરફ વલણ ચાલી રહ્યું છે.

૫ નવા બંધારણ મારફત આંતરરાષ્ટ્રીય પદ્ધતિએ વહીવટ ચલાવવાના ઠરાવો અને સ્થાનિક ગોઠવાણો એકમો રચીને થઇ રહી છે, તેથી ભારતના આદર્શ મૂળ બંધારણઃ અને તેની સાથે સંબંધ ધરાવતા દરેકે દરેક અમલીઃ બૌદ્ધિકઃ અને સાંસ્કૃતિકઃ રીત રીવાજોઃ કાયદાઃ કાનુનોઃ તથા વહીવટી ધોરણોઃ પધ્ધતિઓઃ અને તેની સાથે જોડાયેલી વૈજ્ઞાનિક ગોઠવણોઃ દૂર ધકેલાઇ રહી છે. એટલે કે મર મૂળથી ક્રાંતિ થઇ રહી છે.

ઉભા થયેલા ભારતની પ્રજામાંના એક વર્ગનો મજબુત સાથ પણ મેળવી શક્યા છે.

આમ બધી રીતસરની ગોઠવણીના પરીણામો પ્રાપ્ત કરીને, જગતના સમગ્ર આંતર રાષ્ટ્રીય બળોને જ હવે હિંદમાં આગળ આવવાનો માર્ગ કરી આપીને, પોતાની નિર્બળતા જાહેર કરવા પૂર્વક તટસ્થ અને શાંત મનોવૃત્તિ ધારણ કરતા બ્રીટીશો થયા છે. તે ખૂબ સૂચક છે.

• છતાં, મહા મહાજનના જે કોઇ સાધક બળો હશે. તેને વધુ ને વધુ નિર્મૂળ કરવા માટે તેની સામેના ગર્ભિત પ્રબળ વિરોધ સાથે પણ સમાજવાદ તથા સામ્યવાદ વિગેરેને બીજા હાથ ઉપર બીજી બાજુથી પ્રબળ વેગ અપાઇ રહ્યો છે.

૧ હિંદની સંસ્કૃતિના મૂળ તત્ત્વોઃ અને હાલના હિંદના નવા બંધારણના પ્રથમના ચાર વિભાગમાં આપવામાં આવેલા હાલના બંધારણના કેટલાક મૂળ તત્ત્વોઃની પરસ્પર તુલના કરી જોતાં પરસ્પર ઘણા વિરુદ્ધ જણાય છે. કેમકે–બન્નેયના આદર્શોઃ ધ્યેયોઃમાં મોટું અંતર છે. તે બંધારણ અમલમાં આવતાં હિંદના મૌલિક બંધારણને અનુસરતા જીવનોમાંના ઘણા સુતત્ત્વો પણ કેંકાઇ જવા સંભવિત છે. અને આંતર રાષ્ટ્રીય હિત અને હેતુઓનો પ્રચાર વેગથી થવો ખૂબ સંભવિત છે. હિંદના પ્રજાજીવનના ચક્રો અને નવા બંધારણની અસરથી જન્મતા જીવનના ચક્રો બંધબેસતા થવા સંભવિત નથી.

આ રીતે, જગત્ તાત્કાલીક અને ભવિષ્યને માટે મહા હિંસાને માર્ગે પ્રયાણ કરી રહ્યું હોય, તેવો ભાસ થયા વિના રહે તેમ નથી. કેમકે–કૃષ્ણ લેશ્યાવાળા માનવોના હાથમાંથી જગતનું તંત્ર સરી પડતું જાય છે. સાચી અહિંસાઃ સંયમઃ અને તપઃ ને દૂર હડસેલવા કૃત્રિમ અહિંસાઃ સંયમઃ અને સહનશીલતાઃના વાતાવરણો ઉભા કરવામાં આવ્યા છે. અને જીવનના સમગ્ર તત્ત્વોમાં ભૌતિકવાદનો પ્રવેશ કરાવવા, જીવનમાં અના પાસે સાચો પ્રયાસ કરાવે તેવા અમલી જીવન વ્યવહારો દૂર કરાવવા

થતાં નથી. રાજાએ ફરીફરીને પૂછ્યું ને ગજમોતી ક્યાંયથી પણ મળે તો મેળવી આપવા કહ્યું. પણ શેઠે તો ચોખ્ખી ના જ કહી કે ગજમોતી ક્યાંય મળતાં નથી. એ સાંભળીને, જેમ અગ્નિમાં ઘી હોમાય ને ભડકો થાય તેમ રાજાનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. ઝવેરીઓને કહ્યું કે કાંઈ ચિન્તા નહિ. દસ–વીસ દિવસમાં કે છ–બાર મહિનામાં ક્યાંયથી ગજમોતી મળે તો તપાસ કરો, તથા સૌ પોતાના ભંડારમાં પણ તપાસ કરો.–એમ કહીને ઝવેરીઓને વિદાય કર્યા.

## સોમદત્તની ચિંતા; બુધસેન દેશનિકાલ

સોમદત્ત શેઠ ઘરે આવીને ચિન્તામાં પડ્યા, ને વિચારવા લાગ્યા કે અરે, હવે શું થશે? રાજા નારાજ થયા છે, હવે થોડા દિવસ જ જીવશું. આવું શું કારણ બન્યું કે રાજાને ગજમોતીની હઠ લાગી? ઘરમાં ગજમોતી સાચવીને રાજાથી બચવું મુશ્કેલ પડશે. મનોરમા–પુત્રવધૂ અત્યારે તો પિયર ગઈ છે પણ જ્યારે તે પાછી આવશે ત્યારે જિનમંદિરમાં ગજમોતી ચઢાવ્યા વગર રહેશે નહિ; અને રાજાને જ્યારે એ વાતની

પરંતુ વિજ્ઞાનનો તત્ત્વજ્ઞાન સાથેનો સબંધ અને તત્ત્વજ્ઞાનમાં ભાસતા વિશ્વના પદાર્થોનો જીવનમાં હેયોપાદેય તરીકેનો ઉપયોગ કેટલો ? કેમ ! અને કયાં સુધી શકય ? આદરણીય ? કે ઉપયોગી છે ? તે વિષે પણ લગભગ જાણી ચૂકયા હોય છે. છતાં, આધુનિક વિજ્ઞાન તરફ જૈન મુનિઓની ઉપેક્ષા વૃત્તિ જોઇ, કેટલાક તેને અજ્ઞાન અને કૂપમંડુક કહી રહ્યા છે. અને જયારે કોઈ જૈન મુનિ માત્ર અનિવાર્ય સંજોગોમાં આધુનિક વૈજ્ઞાનિક વસ્તુનો ઉપયોગ કરે છે, ત્યારે તો તેઓ અનેક અનુમાનો કાઢે છે. અને તે ઉપરથી આ આધુનિક વિજ્ઞાનની તરફેણ કરવા જૈન મુનિઓને હાકલ કરે છે.

૩ ત્યારે આધુનિક વિજ્ઞાનો હજુ અપૂર્ણ છે.—અખતરારૂપ છે. "[1]પાશેરામાં પહેલી પૂણી સ્વરૂપ છે." એટલે તેઓનુ તત્ત્વજ્ઞાન તો હજુ તદ્દન ઉછરતી અવસ્થામાં હોય જ. ત્યારે જીવનમાં તેના સાચા ઉપયોગ વિષેનો પ્રશ્ન તો હજુ હાથજ ધરાયો નથી. આવી અસ્તવ્યસ્ત વસ્તુ તરફ દુર્લક્ષ્ય રાખવું. એજ માર્ગ રહે છે. કેમકે—જયારે વિજ્ઞાનની શોધો સંપૂર્ણ થાય. તત્ત્વજ્ઞાન વ્યવસ્થિત થાય, અને તદનુસારી જીવન સાથેના કર્તવ્યાકર્તવ્યના નિર્ણયો નક્કી થાય, ત્યાર પછીજ, તુલના માટે, પણ તે હાથ ધરી શકાય. ત્યાં સુધી માત્ર બાળચેષ્ટા માની લઈ, તેની ઉપેક્ષા કરવા સિવાય, વિજ્ઞ પુરુષો માટે બીજો માર્ગ જ રહેતો નથી. જયારે તે કાંઇક યોગ્ય પૂર્ણતાની કોટિ ઉપર આવશે, તોજ જૈન મુનિઓ તેની સામું પણ જોશે. અને જગતનું તેથી નિઃસ્વાર્થ હિત જણાશે, તોજ તેના તરફ નિગાહે ય કરશે. નહિંતર, તેની ઉપેક્ષા જ કરશે. તેમ ન કરે, તો વિશ્વાસઘાત કર્યાનું પાપ વહોરવું પડે. જગતના હિતનો એ ટ્રસ્ટી વર્ગ છે. તેણે પાઈ પાયે વિચાર કરી હિત જોયા વિના એક પગલું પણ ભરવાનું નથી હોતું. જો તે તેમ કરે, તો તેમાં મહા હિંસા, અને મહા ઉન્માર્ગનું પ્રવર્તન સ્પષ્ટ રીતે જ સમાયેલું હોય છે. જગતને હિત-

---

૧ આધુનિક વિજ્ઞાનના ઇતિહાસના એક અમેરિકન લેખક.

નહિ. એટલે આપણા ઘરમાં ગજમોતી જે તે જાહેર થશે નહિ. આ રીતે જ આપણા પ્રાણ બચી શકશે. બીજો તો કોઈ ઉપાય નથી. મોટા પુત્રની એ વાત સાંભળીને શેઠે કહ્યું—અરે, એ પુત્ર નિર્દોષ, ગુણવાન. જેણે આ ઘરમાં જન્મ ધારણ કર્યો તેને ઘરમાંથી કાઢી કેમ મુકાય?

ત્યારે મોટા પુત્રે કહ્યું: હે પિતાજી! સાંભળો અત્યારે રાજાની આફતથી બચવાનો બીજો ઉપાય નથી. નાના ભાઈને ઘરમાંથી કાઢી મુકો. અને જો તે લઘુપુત્ર આપને વિશેષ વહાલો હોય તો તેને ઘરમાં રાખો ને અમે છએ ભાઈઓ બીજે ચાલ્યા જઈશું. તે હશે તો અમે અહીં રહીશું નહિ.

આ સાંભળીને શેઠ અનેક પ્રકારે રુદન કરવા લાગ્યા....શું કરવું એ તેને સુઝયું નહિ, તેના મોઢામાંથી કાંઈ શબ્દો નીકળી શકયા નહિ. તેઓ વિચારવા લાગ્યા કે અરે, આ કેવી દૈવગતિ છે જો નાના પુત્રને ઘરમાંથી કાઢી મૂકું તો જગતમાં મારો અપયશ થાય, અને જો તેને ઘરમાં રાખું તો આ છ પુત્રો ઘરમાં રહે નહિ. આખો કાગળ હાથમાં લઈને ધ્રૂજતા હાથે નાના પુ:

એટલે કે—અહિંસાઃ સંયમઃ અને તપઃની પ્રધાનતા ખ્યાલમાં રાખીને ગોઠવેલી માનવ આહાર વ્યવસ્થા જગતમાં ત્રિકાળમાંયે આદર્શ આહાર વ્યવસ્થા છે. તેથી હમેશાં જેમ બને તેમ જૈન મુનિઓ આધુનિક વૈજ્ઞાનિક સાધનોથી દૂર રહે છે, એટલું જ ઇષ્ટ નથી. પણ બીજા જીવો લલચાઈને તેમાં ફસાય નહીં, તેવી સાવધાનીથી પોતાનું વલણ અને ઉપદેશ રાખે, જીવન વ્યવહારમાં જમાનાનેઃ કે પ્રગતિનેઃ બ્હાને પણ તેને સ્થાન ન આપે, એ સ્વાભાવિક છે. કેમકે—આધુનિક વિજ્ઞાન ઠેઠ સુધી મુનિ જીવનને બંધ બેસતું થાય તેમ નથી. છતા જે જીવો તેમાં ફસાશે, તેમને તેના ગેર ફાયદાના ભોગ ભવિષ્યમાં બનવું જ પડશે. જો કે—આજે ભારતીય તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનને જીવનમાંથી હઠાવી દઇને આધુનિક વિજ્ઞાનના પાયા ઉપર ધર્મ, નીતિ, ધંધા, સામાજિક જીવન, રાજકીય જીવન, દાખલ કરવા વર્તમાન સરકાર મારફત કાયદા, અને પ્રચાર લગભગ ચાલી રહ્યો છે. તે આગળ જતાં વિશાળ પાયા ઉપર મૂકાશે. છતાં જૈન મુનિઓ ચલિત નહિ થાય, તો જગતનો કલ્યાણ માર્ગ સ્થિર ઉભો જ રહેશે, અને પરિણામે જગતને તે સીધે માર્ગે આવવું જ પડશે. આડે અવળે રસ્તે અથડાતાં કુટાતાં જગતને માટે એ માર્ગ વિશ્વસાગરમાં દીવાદાંડી સમાન બનતો રહેશે. માટે જ તેની સામે જમાનાનો ગર્ભિત વિરોધ છે.

જગતમાં તે મહામાર્ગનું અસ્તિત્વ ન હોત, તો જગતની શી દશા થાત ? ધન્ય ! વીતરાગ શ્રી તીર્થંકર દેવોને ધન્ય ! ધન્ય !!

આજે પોકળ વિજ્ઞાનના પાયા ઉપર રચાયેલી આજની જીવન પ્રગતિ અને પ્રગતિવાદ પણ એવા જ પોકળ છે. માત્ર માનવો ને સાચા જીવન માર્ગેથી ચલિત કરી ભળતે જ સ્વાર્થી જીવન માર્ગે ચડાવી દેવા માટેની અજ્ઞાન જીવોમાં પ્રચારાયેલી ભ્રમણાઓ અને ભૂલ ભૂલામણીઓ છે. આજની પ્રગતિવાદની પોકળતા અહિં વિસ્તાર ભયથી સમજાવી નથી. પરંતુ અન્યત્ર તે સાબિત કરવામાં આવેલી છે.

## ૯ આહારનું જીવનમાં સ્થાન

આહાર ઉપર કાબુઃ આહારમાં વ્યવસ્થાઃ આહારમાં સૌન્દર્યઃ

વાંચો, પછી મહેલમાં પ્રવેશ કરો....એ પિતાજીની આજ્ઞા છે.

કુંવરે એ ચિઠ્ઠી વાંચી, ને એમાં પોતાને દેશનિકાલની આજ્ઞા વાંચીને તે વિચારમાં પડી ગયો–અરે, આ શું ! જો હું પિતાજીની આજ્ઞા ન પાળું તો મારા જીવનને ધિક્કાર છે. આમ વિચારી એ નાનો બાળ તુરત ત્યાંથી પાછો વળ્યો ને નગર બહાર ચાલ્યો ગયો. ત્યાં જઈને પ્રથમ તો પંચપરમેષ્ઠી ભગવંતોનું સ્મરણ કરીને, સંસારનું સ્વરૂપ ચિંતવવા લાગ્યો કે અરે, આ જગતમાં લક્ષ્મીના મોહને ધિક્કાર છે! મારા છ ભાઈઓ કમાઉ છે ને મને લક્ષ્મીનો ભાગ આપવો પડે તેથી દેશનિકાલ કર્યો છે. અરે, સંસાર કેવો સ્વાર્થમય છે !! હવે હું પણ પરદેશ જઈને ધન કમાઈ લાવું ને સુખથી રહું. આ પ્રમાણે વિચાર કરતાં કુંવરને પોતાની સ્ત્રી યાદ આવી; એ શીલવતી સ્ત્રી ધર્મના ઉત્તમ સંસ્કારવાળી છે, જો મને ઘરમાંથી કાઢી મૂક્યાની વાત તે સાંભળશે ને મને ક્યાંય નહિ દેખે તો જરૂર તેના પ્રાણ છૂટી જશે. માટે પહેલાં હસ્તિનાપુર જઈને તેને બધો હાલ જણાવી દઉં અને પછી પરદેશ જાઉં.

# ૧૦ આહાર કરવાનો ઉદ્દેશ.

આધ્યિાત્મિક ભાષામાં બોલીએ, તો–મનુષ્ય જીવન આત્મ–વિકાસનું કેન્દ્ર છે. અથવા આત્મવિકાસની એક જાતની અગત્યની ભૂમિકારૂપ છે. એટલે મનુષ્ય જીવનનો અન્તિમ ઉદ્દેશઃ આત્મવિકાસની પ્રગતિમાં વૃદ્ધિ કરવાનો હોય છે. માટે, જન્મથી માંડીને મરણપર્યંત મનુષ્યે તેવી રીતે વર્તવું જોઇએ, કે–તે પોતાને મળેલું કુદરતી આયુષ્ય સંપૂર્ણ ભોગવી શકે. આયુષ્યમાં વૃદ્ધિ તો થતી નથી. પરંતુ તેમાં લેશમાત્ર પણ ઘટાડો ન થાય, તેને માટે તો સંપૂર્ણ સાવચેત રહેવું જોઇએ, કેમકે–માનવ-જીવનના આયુષ્યની ક્ષણે ક્ષણ આત્મવિકાસના સંગીન સંચય કરવા માટેની ઉપયોગીમાં ઉપયોગી ક્ષણ છે. એટલે આયુષ્યનો એક પણ ક્ષણ ઓછો ભોગવવો પડે, એવી સ્થિતિ કોઇ પણ સમજુ માણસ ઇચ્છે નહિ, થવા દે નહિ.

કોઇ દરિદ્રીને કોઇ સમૃદ્ધિવંત રાજા દીવસ રાતની ૬૦ ઘડીમાં જેટલું પોતાના ભંડારમાંથી લેવાય તેટલું લેવાની છુટ આપે, તો તે દરિદ્રી તે લેવામાં જરા પણ પ્રમાદ કરે, તો તે મૂર્ખ ગણાય, મુદત પૂરી થવાને ઠરેલો વખત આવી પહોંચતાં પહેલાંની દરેક દરેક પળે જેટલું વધારે લેવાય તેટલું લેવા જ માંડે અને વખત પૂરો થતાં સુધીમાં પણ છેલ્લામાં છેલ્લી પળનો ઉપયોગ કરી લે. વખત બતાવનારા યંત્રમાં જો કાંઇ બગાડો હોય અને ઠરેલો વખત "કાંઇક મોડો થાય, તો ઘણું સારૂં." તેમ પણ કદાચ તે ઇચ્છતો હોય છે. પરંતુ જો ઠરેલો વખત વહેલો આવી પહોંચે, તો વખત બતાવનારા યંત્રની ખોડ ખાંપણનો દોષ કાઢીને પોતાને પૂરા ખરા વખત સુધી ધન લેવા દેવાની માગણી કરે.

તે પ્રમાણે માનવજીવનની ક્ષણેક્ષણ સંસ્કાર વિકાસ માટે ઉપયોગી હોવાથી સમજુ માણસ "તેની એક ક્ષણ પણ ઓછી ભોગવવી પડે, તો સારૂં." એમ ઇચ્છતો જ નથી, માટે દરેક મનુષ્યની ફરજ

મનમાં વિચાર આવે છે કે—થોડા જ દિવસ પહેલાં જ્યારે હું વિવાહ માટે અહીં આવ્યો ત્યારે મારી સાથે અનેક ઠાઠમાઠ, વાજાં ને નિશાનડંકા હતાં; અને અત્યારે હું આ રીતે એકલો, વગર તેડાવ્યો જાઉં તો મારા કુટુંબની હાંસી થશે.—માટે થોડો વિશ્રામ કરીને હું અહીંથી પાછો ચાલ્યો જઈશ. આ રીતે વિચારીને, પ્રવાસનો થાકેલો બુદ્ધસેન-કુમાર તે બગીચામાં સૂઈ ગયો....અતિશય થાકને લીધે તેને ઊંઘ આવી ગઈ.

બગીચામાં સૂતેલા તે બુદ્ધસેન ઉપર દૃષ્ટિ પડતાં માલણે તરત માળી પાસે જઈને કહ્યું કે બગીચામાં આપણા શેઠના જમાઈ આવ્યા છે ને સૂતા છે. માળીએ તરત શેઠ પાસે જઈને એ સમાચાર કહ્યા.

ત્યારે શેઠે વિચાર્યું કે, એવું તે શું કારણ બન્યું હશે કે કોટ્યાધિપતિનો આ પુત્ર વગર બોલાવ્યે અહીં સાસરે આવ્યો! શું ચોર એનું ધન ચોરી ગયા હશે? કે શું રાજાએ એને લૂંટી લીધો હશે? એ વખતે પાસે બેઠેલા બીજા ઝવેરી-ઓએ કહ્યું—શેઠજી! લક્ષ્મી તો અત્યંત ચંચળ છે. એનો કાંઈ વિશ્વાસ કરવા જેવો નથી; મનુષ્ય

ગ્ય પરિસ્થિતિ: યોગ્ય તાલીમ. આધ્યાત્મિકતા: વિગેરે તત્વો પણ
ાયુષ્યના અને શરીરના ટકાવના અને શરીરની વૃદ્ધિના ખાસ મહત્ત્વના
ઉપકારી સાધનો છે,

જેમ આરોગ્યાદિને હાનિકારક આહાર શરીરના ટકાવ અને
દ્ધિમાં વિઘ્ન કરનાર છે, તેજ પ્રમાણે નીતિ રહિત જીવન: અપ્રામાણિક
વન: અયોગ્ય આરામ: અયોગ્ય પરિશ્રમ: અનાધ્યાત્મિકતા: વિગેરે પણ
રીરના ટકાવ અને વૃદ્ધિમાં વિઘ્ન કરનાર છે: રોગોત્પાદક છે: રોગોને
વારનાર: છે અને ટકાવનાર છે.

આ રીતે, શરીરની વ્યવસ્થા અને ટકાવનો આધાર આહાર ઉપર
. અને આહાર લેવાનો મુખ્ય ઉદ્દેશ પણ એજ છે. આહારના ત્યાગનો
ને અનાહારનો પણ ગૌણ ઉદ્દેશ તેજ છે. મુખ્ય ઉદ્દેશ અનાહાર પદની
ંત્ય પ્રાપ્તિ છે.

## ૧૧. જૈન ગૃહસ્થોની આહાર વ્યવસ્થા.

ઉંચા પ્રકારના અહિંસા: સંયમ: અને તપ: નું આચરણ કરવું,
એ મુનિધર્મ છે. અને તે પ્રમાણે આચરણ કરવાની સંપૂર્ણ ઇચ્છા અને
ભાવના રાખવા છતાં, માનસિક અને આધ્યાત્મિક વિકાસ તેમના કરતાં
અલ્પ હોવાથી તેને લીધે ઉત્પન્ન થયેલી નિર્બળતાને લીધે જે જીવ—સર્વસંગ
ત્યાગી અણગાર મુનિ—ધર્મનું આચરણ કરી શકતો નથી, તે ગૃહસ્થ=
અગારસ્થ—ઘરમાં રહેલો કહેવાય છે.

ઘરમાં રહેવાથી તેને બે કામ કરવા પડે છે. એક તો પોતાના
ઘરસંસારને લગતું કાર્ય: અને બીજું અહિંસા: સંજમ: અને તપ:ને
લગતી તાલીમ લેવાનું: તથા યથાશક્તિ તેનું પાલન કરવાનું: કાર્ય કરવાનું છે.

ઘરને લગતા કાર્યો કરવાના હોવાથી તે ગૃહસ્થ ગણાય છે.

અને "સંપૂર્ણ અહિંસા: સંયમ: અને તપ: એ આત્મપ્રગતિનો
અમોઘ માર્ગ છે. તેના મૂળ ઉપદેષ્ટાઓ જ સર્વોત્કૃષ્ટ હિતસ્વી પુરુષો

બાવીસ અભક્ષ્ય અને બત્રીસ અનંતકાય તથા સચિત્તના ત્યાગની સૂચના માટે છે. **ગન્ધ-માલ્ય** વપરાશમાં આવતી ખાસ જરૂરીઆત વિનાની-માત્ર શોખથી વાપરવાની-ચીજોનો ત્યાગ સૂચવવા માટે છે.

*****સચિત્તે પડિબદ્ધે** ગાથામાં ભોગ કે ઉપભોગ માટે છુટી રાખેલી ચીજોના વપરાશમાં પણ થતા સ્ખલનોના અતિચારોની સુચના છે.

**ઈંગાલી** વણસાડીથી ત્રણ ગાથાઓ પોતાના જીવનની જરૂરીઆતો મેળવવા કેવા ધંધા કરી ધન ઉપાર્જન કરવું ? તેની સૂચના છે. એટલે કે-અંગાર કર્મ-વિગેરે અને તેની જાતના બીજા ધંધાઓનું ઉપલક્ષણ કરવામ. આવેલું છે. તેથી તેવા ધંધા કરવાજ નહિ. તે સિવાયના મહા આરંભ, સમારંભ તથા અણછાજતા ધંધાઓ જે જે હોય, તે સિવાયના ધંધાઓમાંથી પણ " ઉત્તમ:અલ્પઆરંભ-સંમારભનાઃ અને આધ્યાત્મિક સંસ્કૃતિને માન્યઃ શિષ્ટાચારને શોભતા: ધંધાઓ જ પસંદ કરવા. " તેની સૂચના કરે છે.

એક દિગમ્બર જૈન-ભાઇએ જૈન શાસ્ત્ર ગ્રંથોના પૂરાવા આપીને એમ સાબિત કરવા પ્રયત્ન કર્યો હતો કે-શ્રાવકોને લીલોતરીનો ત્યાગ કર-

---

* કેટલાક આધુનિક જૈન લેખકો-ઉપર જણાવેલી પ્રાચીન ગાથાઓના રચનાના સંદર્ભને સમજ્યા વિના વિશમી ગાથાનો એવો અર્થ કરે છે, કે-" અગાઉના જૈનોમાં મદ્ય-માંસનો પ્રચાર ન હોય. તો તેના અતિચારોના આલોચનાનો સંભવ કેવી રીતે હોઇ શકે ? " પરંતુ ખરી રીતે, એ વીશમી ગાથા અતિચારના આલેચના વિષેની નથી. પરંતુ વ્રતનું સ્વરૂપ બતાવનારી છે. એજ પ્રમાણે ૯ મી, ૧૧ મી, ૧૨ મી, ૧૫ મી, ૧૭ મી અને ૧૯ મીમાં પણ વ્રતોના સ્વરૂપ અને અતિચારો સાથે જ છે. એ પ્રમાણે વીશમી ગાથા ભોગોપભોગના વ્રતનું સ્વરૂપ બતાવે છે. જેથી તેમાં મદ્યાદિકનો ત્યાગ કરવાના સૂચના છે પરંતુ તેના અતિચારો નથી. તેથી તેઓએ કરેલો અર્થ: અને તે ઉપરથી ઉપજાવેલી મતલબ: ગાથાના સંદર્ભ સાથે અસંગત છે. ખોટા છે.

એની ધીરજ અને એની દૃઢતાને ધન્ય છે.

રત્નપુરના બાગમાં આવીને બંને બેઠાં;
પરંતુ એમની પાસે ધન તો કાંઈ છે નહિ. મ
જિનવર-ભગવાનનું નામ જ સહાયરૂપ છે.

ચાર દિવસ થવા છતાં એને ખેદ ન
કંટાળો નથી, હૃદયમાં જિનવરદેવનો મહિ
ચિંતવી-ચિંતવીને ધર્મભાવનાને પુષ્ટ કરે છે.
વાર બગીચામાં મનોવતી પોતાના કેશ સર
કરતી હતી ત્યાં તેમાંથી એક ઉત્તમ નંગ નીક
આવ્યું; તે લઈને તેણે પતિને આપતાં ક
સ્વામી! ઉતાવળમાં ભૂલથી આ નંગ બાકી
ગયું, તે લઈને તમે નગરીમાં જાઓ અને વે
તુરત ભોજનસામગ્રી લઈ આવો. તે પ્રમ
બુધસેનકુમાર નંગ વેચી ભોજનસામગ્રી
આવ્યો; મનોવતીએ મિષ્ટ ભોજન તૈયાર ક
પતિને જમાડ્યો, પણ પોતે ખાધું નહિ. પતિ
તેને જમવાનું કહ્યું, તો તેને સમજાવી ઉદ્યમ-
માટે ગામમાં મોકલી દીધો ને પાછળથી પોત
ભાગની વધેલી રસોઈ યાચકજનોને આપી દી
ને બગીચામાં બેઠી બેઠી શાંતિથી જિનેન્દ્રભ
ગવાનનું ચિંતન કરવા લાગી.—

પરંતુ, લીલોતરી ત્યાગની વાત સચિત્ત પ્રતિબદ્ધઃ—એટલે કે–સચિત્ત અને અચિત્ત ખોરાકની નીચે કે ઉપર સચિત્ત વસ્તુ મુકાઇ હોય, તેનો સંબંધ થયો હોય, અને તેવી સચિત્તના સંબંધ વાળી અચિત્ત વસ્તુ પણ ભોગોપભોગના વ્રતધારી શ્રાવકના ખાવામાં આવે, તો પણ તેને અતિચાર તરીકે ગણાવેલો છે. તો પછી, સચિત્ત વસ્તુનો ઉપભોગ કરવાની વાત વિષે તો પૂછવું જ શું ?

સારાંશ કે–પોતાનો અંગત અભિપ્રાયઃ અને મતઃ એ જુદી વસ્તુ છે, અને શાસ્ત્રોના પૂરાવાથી સાબિત કરવુંઃ એ જુદી વસ્તુ છે.

દરેક શ્રાવક વ્રતધારી શ્રાવક ન છતાં, તેના જીવનનો આદર્શ તો વ્રતધારી શ્રાવક થવાનો હોવાથી, તેની પણ જીવન ચર્યાઓ ઓઘથી-સામાન્ય રીતે-જેમ બને તેમ વ્રતધારી શ્રાવકના જેવી હોવી જોઇએ, એ સ્વભાવિક છે. અને તેથી કરીને મોટા ભાગના જૈન કુટુંબોના ખાનપાનની યોજના ચાલુ રૂઢીરૂપે પણ વ્રતધારી કુટુંબોના જેવી હોય, એ સ્વભાવિક છે. તેથી પ્રથમથી જ ચાલ્યા આવતા શ્રાવકના ઘરના રીવાજ રૂપેઃ અથવા ધર્મિષ્ઠ કુટુંબોના સહવાસથીઃ કે મુનિ મહારાજાઓના ઉપદેશથીઃ પડેલા રીવાજ રૂપેઃ ઘણા ઘરોમાં અભક્ષ્યઃ અનંતકાયઃ ના ત્યાગો, અભક્ષ્ય ન થાય તેવી સાવચેતીઓ રાખીને બનાવવામા આવતા બનાવટો બનવવાના રીવાજોઃ જોવામાં આવે છે, તે બરાબર છે. × ઘણા જૈન કુટુંબો એવા છે, કે–

× જેઓના ઘરમાં અભક્ષ્ય અનંતકાય અને સચિત્તઃથી બચવાનું રૂઢિરૂપે પળાય છે. તેઓને આ પુસ્તક વિશેષ સમજ આપશે. જેઓના ઘરમા બરાબર પાલન થતું ચાલ્યું આવતું નહિ હોય, તેઓને પાલન કરવામાં આ પુસ્તક મદદગાર થશે. અને જેઓના ઘરમાંથી પૂર્વાપરથી રીવાજ રૂપે પાલન ચાલ્યુ આવતું હશે, છતાં હાલના વાતાવરણની અસરને લીધે દેખાદેખાથી તે આચાર તૂટતા જ હશે, ત્યાં આચારોના પાલનનો ટકાવ થઇ શકશે, અને વધુ દૃઢ બનશે. એવી આશા રાખવામાં આવે છે.

એણે પોતાની પ્રતિજ્ઞા ન છોડી. પ્રાણ જાય તો કબૂલ, પણ તે પોતાની ધીરજ છોડી નથી. પ્રતિજ્ઞા તોડી નથી. દૃઢતાથી પ્રતિજ્ઞાનું પાલન કરે છે. અહીં કથાકાર કવિ એને ધન્યવાદ આપતાં કહે છે કે—

धन्य जन्म ताको अवतार दर्श – प्रतिज्ञा पालनहार ।
यह तो कथा यहां ही रही, आगे और सुनो जो भई ॥

હવે કથા અહીંથી સ્વર્ગલોકમાં જાય છે.
ત્યાં શું બને છે તે જુઓ.

## દેવલોકમાં પ્રશંસા, પ્રતિજ્ઞાનું પાલન

પહેલા સ્વર્ગમાં સૌધર્મ-ઇન્દ્ર બિરાજે છે. તેની અનુપમ સભા ભરાણી છે, બધા દેવો બેઠા છે ને ધર્મગોષ્ઠી કરે છે. ત્યાં ઇન્દ્ર મહારાજે પોતાના અવધિજ્ઞાનમાં પૃથ્વી પર બની રહેલી ઉપરની ઘટના જાણી; અને દેવોને સંબોધીને કહ્યું–હે દેવો! મારી વાત સાંભળો : મધ્યલોકમાં જૈનધર્મની પરમ ભક્ત એક નારી છે. તેણે જિનદર્શનની એવી પ્રતિજ્ઞા લીધી છે કે ગજ-મોતી વડે જિનેન્દ્રભગવાનને પૂજીને પછી જ ભોજન કરવું.—

મૃકત? અત્યારે ઉદય એવો છે, માટે ધૈર્ય રાખવું.

ત્યારે મનોવતીએ કહ્યું – મેં હસ્તિનાપુરમાં જ રહેવા ઘણું કહ્યું પણ આપે માન્યું નહિ, ને ભાગ્યના ભરોસે અહીં આવ્યા; હું જાણું છું કે તમારાથી કંઈ મહેનત થઈ શકે તેવું નથી; પણ હવે આપ મનમાંથી બધી ચિન્તા છોડીને હું કહું તેમ કરો. આમ કહીને નર–માદાની જોડીનાં જે દૈવી રત્નો હતાં તેમાંથી એક રત્ન આપ્યું અને કહ્યું કે તમે રાજદરબારમાં જઇને આ રત્ન રાજાને ભેટ ધરો. આ રત્ન દૈવી છે, અને આપણી પાસે જે બે રત્ન છે તેમાં આ 'નર–રત્ન' છે, ને બીજું માદા–રત્ન આપણી પાસે રાખ્યું છે. આ રત્નોનો એવો જ સ્વભાવ છે કે મધરાતે વિખુટાં ન રહે; મધરાત થતાં આ રત્ન ગમે ત્યાં હોય ત્યાંથી ઊડીને બીજા રત્ન પાસે પહોંચી જાય. તમે આ નર–રત્ન લઇ જઈને રાજાને ભેટ આપો ને પછી શું બને છે તે જુઓ. રાજદરબારમાં જતાં દરવાન તમને રોકે તો તેને એક દિનાર (ચાંદીનો સિક્કો) આપજો.

કુંવરજી તો રત્ન લઇને રાજદરબાર તરફ ચાલ્યા; વચ્ચે દરવાનને દિનાર આપી, ને રાજા

તત્ત્વોને ધ્યાનમાં રાખીને ગૃહસ્થો માટે આહાર વ્યવસ્થા પણ ગોઠવવામાં આવી છે. તે આ જગતમાં યોગ્ય અને પૂર્વાપરની દરેક બાજુઓનો સંપૂર્ણ વિચાર કરીને ગોઠવાયેલી છે. માનવો માટેની આવી ઉત્તમ અને સમતોલ આહાર વ્યવસ્થા શિવાયની બીજી કોઇ પણ સ્થળે મળી શકશે નહિ.

## આરોગ્યમાં આહારનું સ્થાન.

## ૧૨ આરોગ્યમાં પણ અહિંસાઃ સંયમઃ અને તપઃની સંપૂર્ણ આવશ્યકતા.

દુનિયાના તમામ વૈદ્યકશાસ્ત્રોમાં અંતિમ પ્રમાણભૂત—ચરક-સંહિતામાં—

૧ "પૃથ્વીઃ પાણીઃ તેજઃ વાયુઃ આકાશઃ અને મનઃની અનુકૂળતા, આરોગ્ય માટે થાય છે, અને તેની પ્રતિકૂળતા અનારોગ્ય માટે થાય છે."

અથવા

૨ "વાત-પિત્ત-કફ તથા ધાતુઓઃ ઉપધાતુઓઃ અને શરીરના વિવિધ મળો વિગેરેની સમાનતા, તે આરોગ્ય, અને તેની વિષમતા, તે અનારોગ્ય." જણાવેલ છે.

૩ "શરીરના બંધારણમાં આહારની મુખ્ય મદદ છે : જો કે આરોગ્યરૂપી મહેલને ટકાવી રાખવાને માટેના આહારઃ નિદ્રાઃ અને બ્રહ્મચર્યઃ એ ત્રણ આધારભૂત સ્તંભો છે. त्रीणि उपष्टम्भानि। ૩ ટેકા છે.

૪ " તે ત્રણેયમાં પણ આહારની મુખ્યતા છે : કેમકે-નિદ્રા અને બ્રહ્મચર્યનો આધાર પણ યોગ્ય આહાર ઉપર જ છે."

૫ " યોગ્ય આહારથી શરીરને પોષણ મળે છે. રોગો હોય, તે પણ શમી જાય છે. નવા રોગો ઉત્પન્ન થતા નથી. અને આરોગ્ય વધે

ત્યાં તો એ મોતી લઈને મનોરમાએ ફરી કુંવરને આપ્યું ને રાજદરબારમાં જઈને ભેટ આપવા કહ્યું. કુંવરજી તો એ મોતી લઈને ફરી રાજદરબારમાં ચાલ્યા. હવે તેને કોઈ રોકનાર ન હતું. રાજા પાસે જઈને મોતી ભેટ આપ્યું. પહેલાંના જેવું જ ઉત્તમ મોતી જોઈને રાજા પ્રસન્ન થયો ને કહ્યું—વાહ, મોતીની સુંદર જોડી મળી ગઈ. આમ કહીને, પહેલાંના મોતી સાથે આ મોતી સરખાવવા માટે ભંડારી પાસે તે મોતી મંગાવ્યું. ભંડારીએ ખજાનામાં જઈને જોયું તો મોતી ત્યાં હતું નહિ; અરે, મોતી ગુમ!! ખૂબ સાવચેતીથી ચોકીપહેરા વચ્ચે રાખેલ છતાં મોતી ગૂમ થયું તેથી ભંડારી ગભરાઈ ગયો, તેનું મોઢું ઊતરી ગયું ને ભયથી તે થરથર કંપવા લાગ્યો. રાજસભામાં આવીને કહ્યું—મહારાજ! કોઈ ચોર મહેલમાં આવીને એ મોતી ચોરી ગયો છે.

રાજાને એની વાત ઉપર વિશ્વાસ ન આવ્યો; કેમકે સજજડ ચોકી પહેરા વચ્ચે રાજમહેલમાં આવીને કોઈ મોતી ચોરી શકે એ અશક્ય હતું. તેથી રાજાએ કહ્યું: ભંડારીજી! બીજો તો કોઈ ચોર મહેલમાં આવ્યો નથી. પણ એ મહા કિંમતી

અલ્પ જણાય છે. એ સાર્વત્રિક પ્રત્યક્ષ અનુભવ છે. આશ્વાસન એ મનોવ્યપાશ્રય ઔષધમાં સમાય છે. તેવી જ રીતે આધ્યાત્મિક બળમાંથી જન્મતા અનુષ્ઠાનોરૂપ ઔષધો પણ મનોવ્યપાશ્રય ઔષધમાં સમાય છે, જે સર્વ કરતાંયે બળવત્તર હોય છે.

૧૧ "પૂર્વ ભવના કર્મ ભોગવવા પડે, તેમાં શી નવાઇ ? હસતાંયે ભોગવવા પડે છે અને રોતાંય ભોગવવા પડે છે, તો પછી, રોતાં શા માટે ભોગવવા ?" 'આત્મા નિત્ય શાશ્વત્ છે–તેને વળી રોગ શો ? અને શોક શો ? એ તો આ ક્ષણભંગુર દેહની ચેષ્ટાઓ છે." "અવિનાશી આત્માને તેની કાંઇપણ અસર થવાની નથી. મનમાં અશાંતિ રાખવાથી નવા કર્મ બંધાય છે, તો શા માટે હાયવોય અને રડારોળ કરવી ? બસ. ચેતન પૂર્વના કર્મો શાંતિથી વેઠી લે." આ અને આવી વિચારણાઓ આધ્યાત્મિક ઔષધ હોય છે. જેનો સમાવેશ એ ગ્રંથકારે મનોવ્યપાશ્રય ઔષધોમાં કર્યો જણાય છે. આધ્યાત્મિક ઔષધના વ્યવહારુ સાધનો અહિંસા: સંયમ: અને તપ: છે. રોગ શાંત ચિત્તે સહન કરવો, એ પણ એક જાતનો તપ છે. તેથી રોગના તત્ત્વો નાશ પામી જાય છે, અને નવા રોગ થતા નથી. કર્મોની પેઠે તેનું ઝેર પણ નિર્જરી જાય છે. આ અનુભવમાં ઉપર જણાવેલા વાક્યોથી વૈદ્યકશાસ્ત્ર પણ પોતાનો સૂર બરાબર પૂરાવે છે.

૧૨ વૈદ્યકશાસ્ત્ર વિશેષમાં કહે છે કે–"આહારવિહારની વિષમતાથી તો રોગ ઉત્પન્ન થાય છે. તેને શમાવવા માટે યોગ્ય આહારવિહારનું સેવન કરવું જોઇએ. એમ કરીને થયેલા રોગને એમને એમ મટી જવા દેવો જોઇએ. તેને બદલે ઔષધોપચાર કરીને જેટલો વ્હેલો મટાડવા પ્રવૃત્તિ કરીએ, તેટલો તે રોગવ્હેલો મટે છે. પરંતુ એ પ્રયાસ નવા રોગના બીજ અવશ્ય મૂકે છે." તેમાં પણ, માત્રાઓ, ઇંજેક્શનો, વિગેરે વિષપ્રાય, દેશી અને ઉગ્ર ઔષધો રોગને તત્કાળ મટાડવામાં અસાધરણ મદદ કરે છે. એટલે કે–રોગને મટાડતા નથી, પરંતુ કોઇ એક રોગને શરીરમાં વ્હેંચી નાંખે

સવાર પડી... ભક્તિભાવથી જિનેંદ્રભગવાનનાં દર્શન-પૂજન કર્યાં. પછી બુધસેનકુમાર રાજદરબારમાં જવા તૈયાર થયો ત્યારે મનોવતીએ નર અને માદા બંને મોતીની જોડી તેને આપી અને તેનું રહસ્ય પણ સમજાવ્યું. કુંવરે રાજદરબારમાં જઈને પ્રથમ એક મોતી રાજાને ભેટ આપ્યું. કાલના મોતીની જોડનું બીજું મોતી મળી ગયું—એમ સમજીને રાજા ઘણો પ્રસન્ન થયો. ને પહેલાંનું મોતી તરત લાવવા ભંડારીને હુકમ કર્યો. ભંડારીએ જઈને ડબામાં જોયું તો મોતી ગુમ! અરરર! ભંડારી તો થરથર ધ્રૂજવા લાગ્યો કે જરૂર હવે મારા પ્રાણ જશે. રાજા પાસે આવીને કહ્યું: મહારાજ! આજે પણ કોઈ ચોર આવીને તે મોતી ચોરી ગયો છે!

રાજા તો એ સાંભળતાં જ એકદમ ક્રોધિત થઇ ગયો. આટલો સખત ચોકી-પહેરો છતાં મોતી કોણ ચોરી જાય? નક્કી ભંડારીનું જ કામ લાગે છે—એમ સમજી રાજાએ તેનું બધું ધન લૂંટી લઈને શૂળી પર ચડાવી દેવાનો (એટલે કે ફાંસીનો) હુકમ કર્યો.

ત્યારે કુંવરે કહ્યું—મહારાજ! સાંભળો. આમાં

બહાર પરદેશ ચાલ્યો જાય છે: એટલે તેમની ડીગ્રીઓ: પદવી, પ્રદાનના મેળાવડા અને અભિનંદન પત્રો તેમની જાહેરાત માટે ઉપયોગી થાય છે.

ખરીરીતે, સામાન્યદષ્ટિથીયે જોતાં માણસને ધન મળે કે બહાલા મળે તો લોહી વધે છે. અને જો ગમગીનીમાં હોય, તો ઘટે છે. કોઈ માણસ ગમગીનીમાં હોય, અને તેને કહો કે–"લોટરીમાં તમારા નંબર ઉપર રૂપીયા એક લાખનું ઇનામ જાહેર થયું છે, કે અમુક વેપારમાં તમને આટલો નફો મળવાનું નક્કી થયું છે, કે તમારા પગારમાં આ મહિનેથી રૂા. ૫૦ નો વધારો થયો છે." કે તુરત તેના શરીરમાં લોહી ફરવા લાગશે અને અંગે અંગમાં તાજગી જણાશે. [કોઇક પૈસાદારો હોય, તે તો વળી પ્રાયઃ નવું ધન મેળવવાની મુંઝવણમાં રોગી બની જાય છે.]

અને ઉલટરીતે, પૈસા જાય, કે લેણીયાત આવી મેણાંટોણા સંભળાવે, દંડ થાય, ઘરમાં ચોરી થાય, કોઈ મોટી રકમ ખોવાઇ જાય, ક્યાંક ઘલાઇ ગઇ હોય, ત્યારે જીવ કેટલો બળે છે? તે વખતે માણુસ સુકાય છે. કેટલીક વખત એવે પ્રસંગે અકાળે વૃદ્ધાવસ્થાયે આવી જાય છે. અને કોઇ વખત માણસ આપઘાત કરે છે, રૂવે છે, શોક કરે છે, દીન તથા ગરીબડો બની જાય છે. મનની તેવી અવસ્થા પછીથી પણ અનેક રોગોનું કારણ બને છે. **નેપોલિયનના** મુદ્દાના અંગ રક્ષક સૈનિકોનો નાશ જ્યારે તેણે વોટર્લુની લડાઈમાં જોયો, ત્યારે તેનો ચહેરો ફીક્કો પડી ગયો હતો, અને વાળ ઉપર સફેદી આવી ગઇ હતી. મનની ખિન્નતા એવી ભયંકર વસ્તુ છે. આધ્યાત્મિક બળને પણ જેણે સંપાદન કર્યું નથી હોતું, તેને ચીંતા એકદમ વધુ અસર કરે છે. માટે પ્રજામાં આધ્યાત્મિક બળનું શિક્ષણ હિંદમાં પ્રચારવામાં આવતું રહ્યું છે. તેથી દવાખાના બહુ ન હોતા.

આ સ્થિતિમાં બહુ તો પૈસા–બેપૈસાની દવાથી જે દેશમાં રોગો મટતા હતા, તે જ દેશમાં રોજના ચાર છ આના ચાર્જ તો ચાલુ જ હોય છે, સ્પેશ્યલ ચાર્જ જુદા, એક્ષરેના ફોટા, અને લોહી, પેસાબ, ગળફા વિગેરેની તપાસણીના ચાર્જ જુદા, સલાહના જુદા, ઇન્જેક્ષનના જુદા, એક-

તમે રાજજમાઈ થયા એ તો સારું. પણ મને વિસરી ન જશો. કુંવરે કહ્યું—દેવી! આ બધો તારી દર્શનપ્રતિજ્ઞાનો પ્રતાપ છે.–હું તને કેમ વિસરું!

રાજાએ તો મંડપ સજાવ્યા ને ધામધૂમથી લગ્ન કર્યાં. લગ્ન વખતે કુંવરને પહેરામણીમાં હાથી ને ઘોડા, સુવર્ણના કળશ ને ગજમોતીના હાર ઉપરાંત પોતાના રાજ્યનો ચોથો ભાગ આપ્યો; તથા ઉત્તમ મહેલ આપ્યો. મનોવતી પણ સુખપૂર્વક બીજા મહેલમાં રહેવા લાગી. તેની દર્શનપ્રતિજ્ઞાના પુણ્યપ્રતાપે તત્ક્ષણ આવું ફળ આવ્યું. તેથી અહીં કવિ કહે છે કે—

तातें नरनार सुनीजे, नित दर्श प्रतिज्ञा कीजे।
जिनदर्श समान न कांई, यही सार जगतमें होई॥

## મહાન જિનમંદિરનું નિર્માણ

બગીચામાં દેવે જે જિનાલય–રચના કરી હતી તેનું કામ પૂરું થતાં તે સંકેલી લીધી ને તે પોતાના સ્વર્ગમાં ચાલ્યો ગયો; આ તરફ રાજલક્ષ્મી પામીને કુંવર ભોગવિલાસમાં પડી ગયો ને મનોવતી પાસે આવવાનું ભૂલી ગયો

બહાર પરદેશ ચાલ્યો જાય છે; એટલે તેમની ડીગ્રીઓ: પદવી, પ્રદાનના મેળાવડા અને અભિનંદન પત્રો તેમની જાહેરાત માટે ઉપયોગી થાય છે.

ખરીરીતે, સામાન્યદષ્ટિથીયે જોતાં માણસને ધન મળે કે વ્હાલા મળે તો લોહી વધે છે. અને જો ગમગીનીમાં હોય, તો ઘટે છે. કોઈ માણસ ગમગીનીમાં હોય, અને તેને કહો કે—"લોટરીમાં તમારા નંબર ઉપર રૂપીયા એક લાખનું ઇનામ જાહેર થયું છે, કે અમુક વેપારમાં તમને આટલો નફો મળવાનું નક્કી થયું છે, કે તમારા પગારમાં આ મહિનેથી રૂ. ૫૦ નો વધારો થયો છે." કે તુરત તેના શરીરમાં લોહી ફરવા લાગશે અને અંગે અંગમાં તાજગી જણાશે. [કોઇક પૈસાદારો હોય, તે તો વળી પ્રાયઃ નવું ધન મેળવવાની મુંજવણમાં રોગી બની જાય છે.]

અને ઉલટરીતે, પૈસા જાય, કે લેણીયાત આવી મેણટોણા સંભળાવે, દંડ થાય, ઘરમાં ચોરી થાય, કોઈ મોટી રકમ ખોવાઇ જાય, કોઈક ઘસાઇ ગઇ હોય, ત્યારે જીવ કેટલો બળે છે? તે વખતે માણસ સુકાય છે. કેટલીક વખત એવે પ્રસંગે અકાળે વૃદ્ધાવસ્થાયે આવી જાય છે. અને કોઈ વખત માણસ આપઘાત કરે છે, રૂવે છે, શોક કરે છે, દીન તથા ગરીબડો બની જાય છે. મનની તેવી અવસ્થા પછીથી પણ અનેક રોગોનું કારણ બને છે. **નેપોલિયનના** મુદ્દાના અંગ રક્ષક સૈનિકોનો નાશ જ્યારે તેણે વોટર્લુની લડાઈમાં જોયો, ત્યારે તેનો ચહેરો ફીકો પડી ગયો હતો, અને વાળ ઉપર સફેદી આવી ગઇ હતી. મનની ખિન્નતા એવી ભયંકર વસ્તુ છે. આધ્યાત્મિક બળને પણ જેણે સંપાદન કર્યું નથી હોતું, તેને ચીંતા એકદમ વધુ અસર કરે છે. માટે પ્રજામાં આધ્યાત્મિક બળનું શિક્ષણ હિંદમાં પ્રચારવામાં આવતું રહ્યું છે. તેથી દવાખાના બહુ ન હોતા.

આ સ્થિતિમાં બહુ તો પૈસા—બેપૈસાની દવાથી જે દેશમાં રોગો મટતા હતા, તે જ દેશમાં રોજના ચાર છ આના ચાર્જ તો ચાલુ જ હોય છે, સ્પેશ્યલ ચાર્જ જુદા, એક્ષરેના ફોટા, અને લોહી, પેસાબ, ગળફા વિગેરેની તપાસણીના ચાર્જ જુદા, સલાહના જુદા, ઇન્જેક્ષનના જુદા, ઓક્-

ધર્મનો સાચો ઉપકાર છે તે હું કદી નહિ ભૂલું. હવે તારી જે આજ્ઞા હોય તે શીઘ્ર પૂર્ણ કરું. માટે તારા મનમાં જે ભાવના હોય તે કહે.

ત્યારે તે ઉત્તમ સ્ત્રીએ કહ્યું: સ્વામી! આ જગતમાં ધર્મ જ સૌથી મહાન છે. તે જ દુઃખ દારિદ્રતાનો નાશ કરનાર છે, સ્વર્ગ-મોક્ષની સુખ સમ્પત્તિ તેનાથી જ પ્રાપ્ત થાય છે. માટે હે નાથ! તમે એક મોટું જિનમંદિર બંધાવો.... આ ધર્મકાર્યમાં ઢીલ ન કરો.

धर्म बडो संसार मँझार, दुःखदारिद विनाशनहार।
धर्महीं ते सुखसम्पति होई, स्वर्गमुक्तिपद पावे सोई।
तातें एक करो भरतार, जिनमन्दिर बनवाओ सार।
इहभव तो तुमरो जस होय, परभवको सुखदायक सोय।
धर्म काजमें मेरे कन्त ढील न किजे करहु तुरन्त॥

સુંદરીની એ વાત સાંભળીને કુંવર બહુ ખુશી થયો, ને તરત રાજદરબારમાં જઈને કહ્યું મહારાજ! જો આપની આજ્ઞા હોય તો આપણા રાજ્યમાં હું એક મોટું જિનમંદિર બંધાવવા ચાહું છું.

રાજાએ કહ્યું-તમે બહુ જ ઉત્તમ વાત વિચારી. તમને ખુશી પડે ત્યાં ઉત્તમ જિનમંદિર

ડૉક્ટરોની પ્રતિષ્ઠાનો ઉપયોગ કરીને સારી રીતે રળી ખાય છે. એટલે એ પ્રતિષ્ઠિતો પણ ધંધામાં ઉપયોગ કરવા માટેનું માત્ર જાહેરાત તરીકેનું અંગ બની રહે છે. વળી આજનો ડૉ૦ વર્ગ પ્રજાના ખાનપાનના નિયમો તથા ઋતુઓના નિયમોમાં પરિવર્તન કરાવી રહ્યો છે. અભક્ષ્યો તરફની રુચ ઉપાડવામાં અને સંતતિ નિયમન વિગેરેના પ્રચારમાં ઉપયોગી થઇ રહ્યો છે. પ્રજા ઘણું આડે રસ્તે દોરવાઇ ગઈ છે. અને તેનું આરોગ્ય જોખમમાં મૂકાઇ રહ્યું છે. લોકોને ઘણા તો બીવરાવી માર્યા છે. "શરદી લાગશે, ગરમી લાગશે, સેપ્ટીક થશે, ક્ષય થશે" એવી અને બીજી વાતો પ્રચલિત કરીને દરદીઓની ધીરજ અને મક્કમતા ડગાવી નાંખે છે. વાત વાતમાં દવા લેતા કરી નાંખ્યા છે. આપણી પ્રજા બનતા સુધી દવા લેવા બહુ ટેવાયેલી ન હોતી. તેને બદલે હવે ગામડાની પ્રજાને પણ દવા લેવાનો શોખ લગાડવાના પ્રયાસો મોટાપાયા ઉપર ગતિમાન થાય છે.

આ સ્થિતિમાં આજના—વૈદ્ય-ડૉક્ટરો શી રીતે આરોગ્ય અને યોગ્ય ખાનપાનનો ઉપદેશ આપે ? એવી નવરાશ જ તે બિચારાઓને ક્યાં છે ! કેટલાક તો માબાપના હજારો બગાડીને ડીગ્રી ધારી થયા હોય છે. તે સ્થિતિમાં કુટુંબિઓ સુદ્ધાં ભૂખ્યા વરુની માફક ધન ભેગું કરાવવાની લાલસાથી યેનકેન પ્રકારે દર્દીઓ ઉપર તુટી પડવાની જરૂરીઆતની તરફેણમાં હોય છે. તેમ છતાંયે ધન થાય, તો તેનાથી સંતોષ વળતો નથી પરંતુ બંગલા, મોટર. ફરનીચરથી ખર્ચાળ જીવન વધુને વધુ તેઓને ધન આકર્ષણ માટે લલચાવે છે. કેટલાક સટ્ટે પણ ચડતા હોય તેવું સાંભળ્યું છે. એટલે સારો હોંશીયાર ડૉક્ટર થાય, કે તે સારો ધનવાન થાય, તો પણ જન સમાજને તેનો લાભ ન જ મળે, એ સ્વભાવિક છે. પરંતુ, ઉલટો ત્રાસ વધે છે. સારાંશ કે,—જે આરોગ્યશાસ્ત્ર કે જનસમાજના કલ્યાણ માટે ઉત્પન્ન થયું છે, તે આજે પરિણામે આ રીતે સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં શાપ સમાન થઇ પડવા સંભવિત થયું છે.

રાજાઓ, શેઠીઆઓ, અમલદારો, વિગેરે મોટા માણસોના નાના

પાપ બંધાયું. ને છ મહિનામાં તો તેનું બધું ધન ચાલ્યું ગયું. છપ્પન કરોડ મહોરમાંથી એક પણ મહોર તેના ભંડારમાં ન રહી, ઘરેણાં, ઘર, વસ્ત્ર તેમ જ વાસણ બધુંય વેચી ખાધું; વધુ શું કહેવું? તેને ખાવાનાય સાંસા પડવા લાગ્યા; માથે લાકડાના ભારા લઈને વેચવા નીકળે તોપણ પેટ ભરાતું નહિ. આવી હાલત થતાં તેઓ પરદેશ નીકળ્યા ને ભીખ માંગવા લાગ્યા. ઘણા દુઃખી થયા. પોતાનાં કરેલાં પાપનું ફળ જીવને ભોગવવું પડે છે. માટે હે જીવ! તું દેવ–ગુરુ–ધર્મની આસાતના કદી કરીશ નહિ, સદા બહુમાનપૂર્વક દેવ–ગુરુ ધર્મની આરાધના કરજે. પોતાના કરેલા પાપને લીધે પ્રતિકૂળતા આવી, તેને કોણ મટાડી શકે! જે ઊંચા હાથીના હોદ્દે બેસતા કે રથમાં નીકળતા, રાજદરબારમાં જેનો આદર થતો, તે આજે ઉઘાડે પગે ભીખ માંગતા ફરે છે ને કોઈ તેને પૂછતું પણ નથી. માતા, પિતા, છ ભાઈઓ તથા છ ભાભીઓ એ ૧૪ માણસો કામ શોધતાં ફરે છે ને દુઃખથી ધીરજ ગુમાવી રહ્યાં છે. ૫૬ કરોડ મહોરના સ્વામીની આવી દશા થઈ ગઈ! એ દેખીને હે જીવો! તમે લક્ષ્મીનો ગર્વ ન કરો....

અયોગ્ય જીવન ચર્યા, શહેરી જીવન, અવળે રસ્તે દોરવનારા મોજ શોખના
સાધનો, ધનનો એક તરફ ધટાડો, અને એક તરફ કૃત્રિમવૃદ્ધિ, વિગેરે રોગના
કારણો રોજ-રોજ દેશમાં અને પ્રજામાં વધ્યેજ જાય છે. એ ગણત્રીથી
જ નવા ડૉક્ટરોની જરૂર પડે છે. અને ઉપર જણાવેલા પ્રજાના જીવનમાં
પડતા કાયમી અને કાતિલ ઘા ઉપર કૃત્રિમ પાટાપિંડી કરવાની તે ચેષ્ટા
કરે છે. તેમતેમ દુઃખી પ્રજાના દુઃખમાં વધારો થયે જાય છે, અને રોગો
વળી વધતા જ જાય છે. આ ભીંતરની સ્થિતિની તુલના કરવામાં આવે
તો, એક નવા ડૉક્ટરની ખુશાલીની સભા ન ભરતાં દીલગીરીનીજ સભા
લોકો ભરે, પરંતુ છેલ્લા દશકાઓમાં કેટલીક એવીયે ઘણી કુરૂઢિઓ નવી
ચાલેલી છે, તેમાંની આ પણ એક કુરૂઢિ છે. કોઈને આ વાતનો વિચાર
પણ આવતો નથી, ગાડરીઆ પ્રવાહમાં સૌ તણાયે જાય છે. [કેળવાયેલા
ગણાતાઓ તો ખાસ તણાતા જાય છે. સત્ય સમજવાની તેઓને તો જાણે
કાંઈ પડી જ નથી.]

આપણી-પ્રજાનું સ્વાભાવિક રીતેજ આરોગ્ય અને દીર્ઘાયુષ્ય
જળવાઈ રહે, તેવીજ આપણા જીવનની રચના આપણા પૂર્વ પુરુષોએ
ગોઠવી છે. આપણા માટીના ઘરો, ખાનપાન, સામાજિક રીવાજો, ગામડાના
અને શહેરી જીવનો, ધાર્મિક નિયમો, રાજ્ય વ્યવસ્થા, ધંધાની અને કામની
વ્હેંચણી, વિગેરેની એવી સુંદર ગોઠવણ ગોઠવાયેલી છે, કે વગર ખર્ચે
અને વગર મહેનતે પ્રજાનું આરોગ્ય જળવાયે જાય.

તેને બદલે છેલ્લા સો વર્ષમાં-આરોગ્ય ખાતર દર વર્ષે અબ
રૂપિયાનો ખર્ચ થાય, તેની વિશાળ યોજનાઓ, અને સગવડો દર
ઉભી કરવામાં આવી છે. અને દર વર્ષે તેમાં વધારો થયેજ જાય છે.
સરકારી દવાખાના, દેશી રાજ્યોમાંના દવાખાના, સરકારી હેલ્થ ઓફીસરો,
સુવાવડખાના, ખાનગી ગૃહસ્થો તરફથી ચાલતા ધર્માદા દવાખાના, ખાનગી
ધંધાર્થી ડૉક્ટરો, વૈદો, દાયણો, મીડવાઈફો, મેડીકલ કોલેજો, દરિયાપાર
જઈને અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ, ફેમેલી ડૉક્ટરો મારફત દરેક કુટુંબોમાં

હિંદના ગવર્નર જનરલ લોર્ડ માઉન્ટબેટનને હાથે જ. ડી. લીટ.ની પદવી એનાયત કરવામાં આવી હતી. કહો, હવે આયુર્વેદના ઉદ્ધારની સાચી આશા ક્યાંથી રહે છે? આયુર્વેદના ઉદ્ધાર માટે વૈદ્યોએ કુમારીજીને માટે ખર્ચ કરીને ખાણાનો મેળાવડો ગોઠવ્યો, તેમાં પહેલી શરત જ એક એ મૂકી કે "આયુર્વેદના સંબંધમાં વાત ન કાઢવી" વૈદ્યો બિચારાં ચૂપ રહ્યા ને ખર્ચ કર્યો, પછી પ્રસંગ મળતાં એજ વખતે આયુર્વેદ અને દેશી વૈદ્યોની તેમણે જ કડક શબ્દોમાં ઝાટકણી કાઢી નાંખી. વૈદ્યો હતાશ થઇ ગયા. લાઇસન્સ પદ્ધતિ, ગામડાઓમાં દેશી વૈદ્યોને મોકલવાની યોજના, મારફત આયુર્વેદના બાર વાગી ચૂકે તેવી પરિસ્થિતિ સર્જાય છે. આયુર્વેદનો પ્રશ્ન સમગ્ર આર્ય પ્રજાનો છતાં, તેને દેશી વૈદ્યોનો બનાવી દેવામાં આવતો જાય છે. અને વૈદ્યો આયુર્વેદના ઉદ્ધારને નામે પોતાના ધંધાની જાળવણીમાં ફસાઇને આયુર્વેદને એલોપથીની જેલમાં નિરાધાર છોડતા થાય છે. સરકારનો આડકતરો ટેકો છે. કેમકે—આયુર્વેદને ભવિષ્યને માટે વિદેશી સાઇન્સમાં સમાવવા જે યોજનાઓ ગતિમાન બની છે. તે માટે આયુર્વેદને ટેકો અપાય છે, તે ઉપર ઉપરથી. ઉપર જણાવેલી સરકારી યોજનાઓને વેગ આપવા પ્રાથમિક પંપાળાવટ માત્ર છે.

એજ વૈદક ગ્રંથમાં પ્રશ્ન કરવામાં આવ્યો છે, કે—"માણસો યુક્ત આહાર વિહાર રાખે, છતાં પણ કેટલાક ચેપી રોગો પ્રજાના મોટા ભાગને નુકશાન કરે છે, તેનું કેમ?"

ત્યારે ત્યાં જવાબ આપવામાં આવ્યો છે, કે—"તેમ છતાં કેટલાક સામુદાયિક એવા પાપો અને ભૂલો થાય છે, કે— તેના સરવાળા રૂપ ભયંકર રોગો ફેલાય છે. છતાં, જેઓ ધાર્મિક અને યુક્ત આહાર વિહાર રાખનારાઓ હોય છે, તેમને તેની અસર થતી નથી, તેવાઓ બચી જાય છે. નહીંતર તો, તમામનો નાશ થઇ જવો જોઇએ. પરંતુ, તમામ માણસો નાશ પામતા નથી. પરંતુ કેટલાકનો જ નાશ થાય છે. કારણ કે—જન સમાજનું પાપ એટલું જ હોય છે, ને નબળાઓને અસર કરે છે.

